પરોપકાર સતાં વિભૂતય:

# વચનામૃત.

લેખક,

મુની બુદ્ધિસાગરજી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

વકીલ મોહનલાલ હીમચંદ. પાદરા

પ્રત ૧૦૦૦

અમદાવાદ

શ્રી જૈન પ્રિન્ટિંગ પ્રેસમાં શા. જેઠાલાલ

દલસુખભાઇએ છાપ્યું.

સંવત ૧૯૬૨. સને ૧૯૦૬.

વીર સંવત ૨૪૩૨.

धर्मस्य दयामूलं न चाक्ष मावान्दयां समादत्ते ॥
तस्माद्य क्षान्तिपहः स साधयत्युत्तमं धर्मम् ॥

ધર્મનું મૂળ દયા છે. ક્રોધી મનુષ્ય દયા કરી શકતો નથી માટે જે ક્ષમામાં તત્પર છે, તેજ ઉત્તમ ધર્મ સાધે છે.

# પ્રસ્તાવના.

---

'વચનામૃત' નામનું આ લઘુ પુસ્તક જાહેરમાં મૂકતાં તે સંબંધી બે બોલ લખવા ઉચિત ધાર્યા છે. મુનિ મહારાજ શ્રી બુદ્ધિસાગરની વિદ્વતા ભરેલી કલમથી લખાયેલા અમૃતરૂપ વચનો 'જૈન પત્ર' માં વખતો વખત પ્રસિદ્ધ થતા હતા. તે વિષયો વાંચતાં મને ઘણા ઉપયોગી તેમજ બોધદાયક જણાયા. તેથી આવા અમૂલ્ય સુબોધ આપનારા અમૃત વચનો સ્થાયી રૂપમાં બ્હાર પડે તો તેથી હમેશને વાસ્તે વાંચક વર્ગ પર સારી અસર થાય, અનેકન વ્યવહાર ઉત્તમ જીવે ભવ્ય જીવનું માર્ગ તરફ દોરાય, એવા હેતુથી અમે તે વચનો પુસ્તક રૂપે જનસમૂહની આગળ મૂકીએ છીએ અને આશા રાખીએ છીએ કે આવા વચનો વાંચી આપણા ભાઇઓ તે ઉપર વિચાર કરી वचनामृत्तोने જીવન વ્યવહારમાં યોજશે. એજ હેતુથી આ પુસ્તક બ્હાર પાડવામાં આવ્યું છે.

લી. પ્રસિદ્ધ કર્ત્તા.

॥ ॐ नमः ॥

આ જગતમાં માનવો સુંદર રૂપ મીઠા શબ્દો મીઠા રસ, મનોહર સુગંધ અને સ્પર્શના સુખમાં મોહ પામી ભવજાળમાં ફસી પડે છે. વાસના ઘણા શોખ અને ઉપદ્રવનું મૂળ છે.

એવો એક સમય છે કે તે પ્રાપ્ત થયા બાદ કોઇની સાથે કોઇની મેળાપ થતો નથી, કોઇ પાછું આવતું નથી. સર્વ ઉપર પતનકાળ ક્રિયા વર્તે છે. મૃત્યુ સર્વને વશ કરે છે. પરંતુ કોઇ મૃત્યુને વશ કરી શકતું નથી.

સંસારમાં માયાના સંગથી ઉદ્‌ભવેલી વિચિત્ર વાસનાઓથી જીવ સ્વસ્વરૂપ ભૂલી માયાના પાસમાં મૃગવત્ ફસાયો, અને જરાવસ્થા આવી તો પણ કંઇ ચેતી શકતો નથી. અહો જીવની કેટલી અજ્ઞાનતા મનમાં જરા વિચારો કે–આ દેહ અત્યારે ગમે તેવો રૂપાળો અને સુંદર લાગે છે, પણ તે કાળે કરીને બળ રહીત તથા વિરૂપતો થવાનોજ. અત્યારે આ

આવી ઉપાધિનું મારે હવે શું પ્રયોજન છે ? જ્યારે અંતે જરા આવવાની છે, ત્યારે ક્ષણીક વસ્તુ ઉપર પ્રેમ કરવો નકામો છે.

અજ્ઞાની મનુષ્ય સ્ત્રી-પુત્ર-ધન-ઘર ને મમતાથી પોતાનાં માને પણ અંતે તો સર્વને છોડી વિનાશ પામવાનોજ એ કેટલી ઘોર આપત્તિ ?

મનુષ્ય પોતાના દેહનું ગમે તેટલું જતન કરે તો પણ અંતે તેના દેહની રાખ થવાનીજ.

જુઓ, વિચારો, ધારો પણ જ્યાં સુધી आत्माने દેખ્યો નથી. વિચાર્યો નથી. ધાર્યો નથી, ત્યાં સુધી મનુષ્ય જન્મની સાફલ્યતા થતી નથી.

**आत्माज आत्मानो नियंता છે.**

બીજા સઘળા મનુષ્યો ઉપર જય મેળવનાર કરતાં આત્મા ઉપર જય મેળવનાર ખરેખર **विजयी છે.**

**मानसीक** પાપનો ત્યાગ કર અને ત્ારા મનથી સદ્ગુણી જીવન ગાળ.

જે મનુષ્ય ક્રોધ કરવાના પ્રસંગે ક્રોધ કરે છે, તે પાપી છે.

આપણને ધિક્કારનારને નહિ ધિક્કારીને આપણે સુખમાં રહીએ છીએ.

જે અન્યને મારે છે તેને માર ખાવો પડશે. જે બીજા તરફ ઇર્ષ્યા બતાવે છે, તે બીજા તરફથી ઇર્ષ્યાજ જોશે.

તેણે ગાળ દીધી, મારી નિંદા કરી, મને માર્યો. મને હરાવ્યો, આવા વિચાર મનમાં રાખનારા ધિક્કારનો કોઈ દીવસ અંત આવશે નહીં કારણ કે-કદાપિ પણ ધિક્કાર ધિક્કારથી અટકતો નથી. ધિક્કાર પ્રેમથીજ નાશ પામે છે. આ એક પુરાણો ઉત્તમ નિયમ છે. જો મનુષ્ય પવિત્ર વિચારથી બોલે છે, અથવા વર્તે છે તો મનુષ્યની સાથેજ જતી તેની છાયાની પેઠે સુખ તેને અનુસરે છે.

**सघळा मनुष्य शिक्षार्थी कंपे छे, सघळा मनुष्य मृत्युथी बीहे छे, याद राखो के तमे पण तेना**

सरखाज छो. अने तेटला माटे कोइ प्राणीनो वध करता नहि. अने करावता पण नहि.

धर्मशास्त्रो कहे छे के–दरेक प्राणि तरफ दयालु अने परोपकारी था–जगत्मां शांति फेलाव. आज सिद्धांतनुं रहस्य मने सद्गुरूए आप्युं.



ॐ नमो वीतरागाय.

# वचनामृत.

---

संसारमां मनुष्य जन्म पामी आत्मीक सुखने माटे प्रयत्न करवो ते अत्युत्तम छे. बाकी संसारीक सुखने सारू दरेक जीवो प्रयत्न करे छे, अने करशे. पौद्गलीक सुखनी वृद्धिथी आत्माना गुणोनी वृद्धि थती देखवामां आवती नथी. आत्मानुं स्वरूप ज्यां सुधी जाण्युं नथी. त्यां सुधी हुं दरेक कृत्य कोना उद्देशे करी करूं छुं ते जीव जाणी शकतो नथी बहिरात्मी जीवोनी घणीखरी प्रवृत्ति पुद्गलने पोतानुं मानी तेमां पोतानुं हित छे एवा भाववाळी होय छे.

ज्यां सुधी पुद्गल पदार्थोने विषे अहं अने मम बुद्धि रहे छे त्यां सुधी धर्म जाण्यो तथा हृदयमां परश्यो ए विषे शुं कहेवुं ?

સ્ત્રી, ધન, પુત્ર, પરીવારને પોતાનાં માની જીવ દુઃખી થાય છે. જો પોતે દ્રઢ વિચારથી એમજ મનમાં ધારે કે **હું કોઇનો નથી, કોઇ મારી વસ્તુ** નથી હું પોતે આત્મા છું, અજ છું અવિનાશી છું સદા શાશ્વત છું, જે જે પદાર્થોનો સંયોગ થાય છે, તે તે પદાર્થો મારા નથી, હું તે પદાર્થોથી જુદો છું. હું **અનંત જ્ઞાનમય** છું, અરૂપી છું, દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નિત્ય છું અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ જ્ઞેયના પલટવે કરી હું **અનિત્ય** છું આત્મા પોતાનામાં **अहं** એવા દ્રઢ સંકલ્પથી પ્રવૃત્તિ કરે તો અન્યભાવનો ( રાગદ્વેષાદિકનો ) ત્યાગ કરી શકે. જે જે ઉત્તમ પુરૂષોએ પરમાત્મા પદ પ્રાપ્ત કર્યું તે આજ માર્ગે કર્યું. આત્મા પોતે વૈરાગ્યબળથી વિચારે કે–તું ચોરાસી લાખ જીવા યોનિમાં અનંતવાર ભટક્યો પુણ્યયોગે મનુષ્ય શરીર પામી હવે વિચાર કે તારે શું કરવા લાયક છે. તારા શી ગતિ થશે. હવે તું સંસારમાં કેટલાક કાળ ભમીશ. સંસારમા શું સાર માની રાત્રી દીવસ પ્રવૃત્તિ કરે છે જેના માટે તું ભગીરથ પ્રયત્ન કરે છે તે વસ્તુ ... ક્ષણી રંતુ

ક છે, આ દેખાતું શરીર પણ ક્ષણીક છે. પુત્ર તારા નથી. તારી સ્ત્રી નથી. ફક્ત મારૂ એવો પ્રત્યય મોહ ભાવથી થાય છે. અજ્ઞાને ઘેરાયલો જીવ એવો તો મુગ્ધ બની ગયો છે. કે સર્વ મારૂં છે. અને હું તેનો છું એમ પુનઃ પુનઃ માને છે. શત્રુ ઉપર દ્વેષ કરે છે અને મિત્ર ઉપર પ્રીતિ કરે છે. પણ તત્વથી વિચારતાં આત્માનો કોઇ શત્રુ પણ નથી અને મિત્ર પણ નથી. પુદ્ગલદ્રવ્ય થકી આત્મદ્રવ્ય ભિન્ન છે. પુદ્ગલ દ્રવ્યનો જડ સ્વભાવ છે અને आत्म द्रव्यनो ચૈતન્ય સ્વભાવ છે. તત્ત્વથી વિચારતાં જડ વસ્તુ ઉપર आत्म द्रव्य અહંભાવ ધારણ કરે તે કેવું અજ્ઞાન ?

જે મહાત્માઓ સિદ્ધિપદ પામ્યા છે તે પુદ્ગલ ઉપરથી ममताभाव ઉતારવાથી થયા છે. અને જે જીવો ચાર ગતિમાં ભટકે છે તે પુદ્ગલ વસ્તુને મારી માનવાથી ભટકે છે.

સોનું, રૂપું વિગેરેની વૃદ્ધિથી જે જીવો હું મોટો છું અને મારી, સમાન કોઈ નથી એમ મનમાં ધારે છે તે જીવો ભૂલ કરે છે.

રાગ, દ્વેષ, અદેખાઇ, મમતા, નિંદા, એ સર્વની ઉત્પત્તિ સ્થાન પુદ્ગલ વસ્તુ છે. પુદ્ગલને પોતાનું જે ભવ્યો માનતા નથી તેનો કોના ઉપર રાગ થાય. અને કઈ વસ્તુ ઉપર દ્વેષ થાય ? પોતે મનમાં વિચારે કે હું કોના ઉપર દ્વેષ કરૂં ? જે વસ્તુ ઉપર દ્વેષ કરૂં છું તે વસ્તુ પુદ્ગલ છે કે ચૈતન્ય છે એમ વિચારતાં આત્મા બાહિરની પ્રવૃત્તિથી શાંત પડશે. અને તેને વિચાર થશે કે અહો આ સંસારમાં હું કેટલી ભૂલ કરૂં છું?

શું પુત્રો મારૂં ભલું કરવાના છે ? ના નહીં. કોઈ કોઈનું ભલું કરવા સમર્થ નથી. શું ત્યારે આ દેખાતું ઘર, સ્ત્રીઓ, હવેલીઓ, દુકાનો કુટુંબ પરીવાર મરતી વખતે સાથે આવશે ? ના નહીં આવે. આત્મા એકલો પરગતિમાં જશે, અને એકલો પરગતિમાં સુખ ભોગવશે. આ દેખાતી વસ્તુઓમાંથી કોઇ વસ્તુ સાથે આવનાર નથી. આ સંસાર અસાર છે. તે દીવસ હું ધન્ય માનીશ કે જ્યારે હું વૈરાગ્ય ભાવે સંસાર ત્યાગી આપ સ્વભાવમાં રમીશ. તે દીવસ હું 'ધન્ય માનીશ કે, જ્યારે આત્મ તત્ત્વની પ્રીતિમાં મારૂં ચિત્ત લાગશે આ સંસારમાં કેવલ દુઃખનો પ્રાગ્ભાર છે. ફક્ત એક

આત્મહિત કરવું તેજ સાર છે. આત્મા હવે કેમ આલસ કરે છે? શું સંસારમાં અમર રહેવાનો છું? તારી ભવમાં ગી ગતિ થશે? **चेत चेत काळ सपाटा देत.** તું કયાંથી આવ્યો અને કયાં જઇશ તે વિચાર. આયુષ્ય સમયે સમયે ઘટે છે. **धर्म कर धर्म कर.**

પરમાત્મા સદ્દશ અંતરાત્મા જાણે છે કે હું અરૂપી છું, અજર છું, અવિનાશી છું, અખંડ છું, અનાદિ છું, અનંતસુખમય છું, શરીર, મન લેશ્યા, વાણી તે થકી હું ભિન્ન છું. છતાં પણ અનાદિકાળથી ચેતન પરભવયોગે ભૂલ કરે છે. ભાગ્યેજ આત્માને ભવનો ભય લાગતો હશે. પૌદ્દગલીક સુખમાં મગ્ન થએલો આત્મા, પોતાને બીજાના કરતાં અધીક માને છે. અને ધર્મ માર્ગ તરફ લક્ષ આપતો નથી. જાણે હું અમર છું એવા વિચારથી દ્રઢ સંકલ્પ કરી ક્ષણીક વસ્તુઓમાં આત્મા અજ્ઞાન ભાવે **अहंभाव** ધારણ કરે છે. સ્ત્રી, પુત્ર, ધનાદિક પરવસ્તુઓના લોભે કરી આત્મા, ક્રોધ, માન માયા, આદિ કષાયોની પરંપરાને વધારી કર્મથી ભારે થાય છે, શરીરમાં રહેલા આત્માનેજ, પ્રશ્ન પુછો કે–હે ચેતન

તને સંસાર પ્યારો લાગે છે કે મુક્તિ ? જો સંસાર પ્યારો લાગતો હોય તો તું હજી કંઇ તત્વ સમજ્યો નથી એમ જણાય છે. અને જો તને મુક્તિ પામવાની ઇચ્છા હોય તો કેમ પરવસ્તુને પોતાની માની મુંઝાય છે–રાગ દ્વેષાદિનો નાશ થાય તેમ કેમ પ્રવૃત્તિ કરતો નથી ? જળમાં જોકે કમળ રહે છે તોપણ તે જળથી ન્યારૂં રહે છે, તેમ તારી ઇચ્છા કેમ થતી નથી ? ઘડીમાં શોક કરે છે, ઘડીમાં હસે છે. એમ જુદા જુદા ભાવ ધારણ કરે છે એ સર્વે બહિરાત્મપણાનું લક્ષણ છે. પરની નિંદા કરવી, અદેખાઈ કરવી, એ સર્વ બહિરાત્મભાવનું લક્ષણ છે. પરમાં મારા પણાની બુદ્ધિ છે. તેનો ત્યાગ કર, અને આત્મામાં અનંત ગુણ છે. તે પોતાના છે. તેમ નિશ્ચય કર. જે જે વસ્તુઓ આંખે દેખાય છે, તે થકી હું ન્યારો છું. એમ પુનઃ પુનઃ મનમાં ભાવ. હવે તેથી પણ આગળ વધી વિચાર કે મારી કોઇ નિંદા કરે છે. અગર મને વખાણે છે, અગર મારૂં કોઈ ભૂંડું કરે છે, એ સર્વ આત્માને ઘટે કે ? પુદગલને ઘટે. આત્માની નિંદા કરવાને કોઈ સમર્થ નથી. આત્મા-

નું કોઇનાથી ભૂંડું થવાનું નથી. નિંદા અગર સ્તુતી એ શરીરની ઉપાધિ છે. ત્યાંસુધી સિદ્ધ પરમાત્માની કોઇ નિંદા કરો અગર સ્તુતિ કરો. પણ તેથી કંઇ સિદ્ધના જીવોને નિંદા અગર સ્તુતિથી કંઇ પણ નથી. તેમ આત્મા ધારે તો તેને પણ છે. શરીરમાં વ્યાપીને રહેલો અરૂપી આત્મા, શરીર પ્રપંચનો ક્યારે ત્યાગ કરશે, અને અશરિરી ક્યારે થશે? એ આત્મા જ્યાં સુધી પાંચ પ્રકારનાં શરીરરૂપ કેદખાનામાં વસેલો છે, ત્યાં સુધી તાત્વીક સુખભૂત મુક્તિપદ કેવી રીતે મેળવી શકે. જ્યાં સુધી શરીર છે. ત્યાં સુધી દુઃખનું દુઃખ કર્મવડે કરી શરીર અને શરીરની પૌદ્ગલીક સુખ દુઃખનો ઉપભોગ અને પાછાં લેગ શરીર કર્મ એમ અનંતભવથી ચતુ આવ્યું છે. અને હજી ક્યાં સુધી ચશે. જ્યાં સુધી આત્માએ શરીરના સોજાની નારક પરવસ્તુમાં મોટાઇ માની છે. ત્યાં સુધી. અંતરની મોટાઇ કહો શી રીતે પામી શકાય—બહિરાત્મા અંતરાત્મપદ જ્યારે અનુભવે છે, ત્યારે રાગાદિક શત્રુઓ સ્વતઃ દૂર થાય છે. જેમ જેમ અંતરાત્મા પરમાત્મસ્વરૂપનું ધ્યાન ધરે છે. તેમ

તેમ આત્માને અનહદ સુખ ઉત્પન્ન થાય છે. તે જાણે. બીજાને કહેવું અશક્ય છે. **स्वअनुभव** પ્રમાણી ભૂત છે, શત્રુ છે, અમુક મારૂં હિત કરનાર છે. એ પ્રત્યય પણ જૂઠો છે. આત્મા સર્વેના સિદ્ધ સમાન છે, ભિન્ન ભિન્નપણું દરેક જીવોનું દેખાય છે. તે કર્મથકી એ કર્મ કલંક આત્માથકી ટળતાં **अंतरात्मा** તેજ **परमात्मा** રૂપે થતાં પશ્ચાત્ કોઇનું ધ્યાન કરવાની જરૂર પડતી નથી. **परमात्मापद** એજ હિતકારી છે **परमात्मापद** પામવા દરેક જીવો ઇચ્છા કરે છે. પરમાત્માનું સ્મરણ કરે છે. પણ **परमात्मा** કોને કહે છે? તે કેવા છે **परमात्मा** અને તારામાં શો ફેર છે. **परमात्मा** પણું **आत्मा** માં રહેલું છે કે-બીજે ઠેકાણે ઇત્યાદિ વિશેષ સ્વરૂપ સમજતાં, **परमात्माप**ણું આત્મામાં ભાસતાં આત્મા તેજ **परमात्मा**રૂપે થશે. **इति.**

હવે **आत्मा** સંબંધી વિવેચન કરતાં કહેવાનું કે-**आत्मा** તેજ **परमात्मा रूपे थाय** તેજ આત્માની મુક્તિ જાણવી. આત્માના અસંખ્યાત પ્રદેશોમાં કર્મ લાગ્યાં છે. તે પ્રદેશો થકી કર્મનું દૂર થવું તેના માટે

શ્રી તીર્થંકર મહારાજાએ બે પ્રકારના ધર્મ બતાવ્યા છે. ૧ શ્રાવક ધર્મ. ૨ સાધુ ધર્મ. શ્રાવકને બાર વ્રત પાળવાનાં હોય છે, અને સાધુ મહારાજાને પંચ મહાવ્રત પાળવાનાં હોય છે. એ બે પ્રકારના ધર્મ તીર્થંકર મહારાજાએ કેવળજ્ઞાનથી કથન કર્યા છે. માટે મુક્તિ અભિલાષી ભવ્યજીવોને તે બે ધર્મમાંથી કોઇપણ ધર્મ આદરવા યોગ્ય છે. કારણ કે જાણ્યાનું ફળ વિરતીપણું છે, અને વિરતીનું ફળ કર્મની નિર્જરા છે, અને નિર્જરાનું ફળ મોક્ષ છે. એમ તીર્થંકર મહારાજા કહે છે. જે જીવો છતિ શક્તિએ વિરતીપણું આદરતા નથી તેઓએ જાણ્યાનું ફળ મેળવ્યું નહી. જે જીવોએ જૈન ધર્મને ઓળખ્યો છે, ધર્મની શ્રદ્ધા કરી છે તેમને જો વીરતીપણું પ્રાપ્ત થશે નહીં તો બીજા કોને થશે? પુરૂષાર્થપણું ફેરવે નહી તો પછી શી રીતે કર્મનો નાશ થઈ શકે? આળસુ થઇને બેશી રહેવાથી કાર્ય સિદ્ધ થતું નથી. આત્મામાં નિરોભાવે અનંતિ શક્તિ રહેલી છે. પુદ્ગલ દ્રવ્ય કરતાં પણ આત્માની શક્તિ અત્યંત છે. તે શક્તિ ઉદ્યોગ કરવાથી પ્રાપ્ત થઇ શકે છે. જેમ જે-

મ આત્મા આપ સ્વભાવે રમે, અને પરભાવનો ત્યાગ કરે તેમ તેમ કર્મનો નાશ થાય, અને કર્મ નાશ થતાં આત્મ શક્તિ પ્રગટ થતી જશે. એ આત્મ શક્તિ આત્મામાં છે. જ્ઞાન દર્શન ચરિત્ર પણ આત્મામાં છે. જ્ઞાનાદિક ગુણો આધેય છે અને જ્ઞાન આધાર છે. આત્માને છોડી જ્ઞાન બીજે ઠેકાણે રહેતું નથી કારણ કે ગુણ ગુણીને છોડી બીજે ઠેકાણે રહેતો નથી. આત્મામાં રહેલા જ્ઞાન ગુણની એવી શક્તિ છે કે—લોકાલોકનું સ્વરૂપ સમ્યક્ રીતે જાણી શકે—પણ આત્મા હાલ શું કરે? કર્મથી ઘેરાએલો છે તેથી આત્મા પોતે રાંક જેવો બની ગયો છે. દરેક આત્માઓની સ્થિતિ તો જુઓ—કેવી કેવી પુદ્‌ગલોની આકૃતિઓ ધારણ કરી આત્માઓ શરીરને વિષે રહ્યા છે વસ્તુતઃ વિચારી જોતાં પુદ્‌ગળ સ્વરૂપ શરીરો વિનાશી છે. આત્માઓએ એવાં અનંત શરીરો ધારણ કર્યાં. ચઉદરાજ લોકમાં એવી કોઇ જગ્યા નથી કે જ્યાં આત્મા ગયા વિના રહેલો હોય; આ આત્માએ ચઉદરાજ લોકમાં રહેલા પુદ્‌ગલ દ્રવ્યોને આહારપણે પરિણમાવ્યા તોપણ હજી આત્મા પુદ્‌ગલ

રૂપ એંઠથી ખુશી થાય છે. અહો! આત્માની કેવી સ્થિતિ? સંસારમાં રહેલા અનંત જીવોની સાથે આત્માએ દરેક દરેક જીવ સાથે અનંતિ વાર સગપણ કર્યાં. દુનિયામાં જેટલી જાતિ કહેવાય છે તેટલી સર્વ જાતિમાં આત્મા ઉત્પન્ન થયો, આત્મા બટાટા રૂપે થયો, આત્મા લસણ રૂપે થયો, આત્મા ડુંગળી રૂપે થયો, આત્મા ઝાડ રૂપે થયો, આત્મા જાનવર રૂપે થયો, આત્મા બે ચાર રૂપે થયો. આત્મા દેવ લોકમાં ઉત્પન્ન થયો. નરક ગતિમાં જઇ આવ્યો. ચારે ગતિમાં અનંતિ અનંતિ વાર વિચિત્ર શરીર ધારણ કરી આત્મા ભટકતો ભટકતો અત્યંત દુઃખ પામ્યો. હજી પણ ચાર ગતિના ફેરા ટળ્યા નથી તોપણ આત્મા તો ધન, સ્ત્રી, પુત્ર, ઘર, હાટ વિગેરે જે પોતાનું માની બધું આત્મહિત વિસરી ગયો. તે પોતાની ભૂલ આત્મા તું પોતે. દેખ.

આત્મા પોતે વિચારે કે, સારાં નરસાં જે કર્મ તું કરે છે તે તારે ભોગવવાં પડશે. સૂયડાંગ સૂત્રમાં કહ્યું છે કે—एक्कोकरेकम्मं फलमवितास्सिक्कउ समणु वहइ एक्कोजायइ मरइय परलोयं एकउ जाइ=ભાવાર્થઃ

એકલો જીવ કર્મ કરે છે, અને તેનું ફળ પણ જીવ એકલો ભોગવે છે. એકલો ઉત્પન્ન થાય છે અને એકલો મરે છે. અને પરલોકમાં પણ એકલો જાય છે. પણ સગા સબંધી કોઈ સાથે આવતું નથી. આત્મા ઉદાસીન ભાવે વિચારે તો આ સંસારમાં સર્વ વસ્તુઓ વૈરાગ્યનું કારણ છે. દરેક વસ્તુથી વૈરાગ્ય થઇ શકે. કહ્યું છે કે **यथाप्रकारायावंतः संसारावेशहेतवः तावंतस्त द्विपर्यासाः निर्वाणावेशहेतवः ॥** ભાવાર્થ= જેટલા પદાર્થો દેખવાથી સંસારની વૃદ્ધિના કારણો થાય છે તેટલાજ પદાર્થો મોક્ષ સુખ પ્રાપ્તિના કારણ ભૂત છે. આ સંસાર સ્વપ્નમાં દેખાએલી વસ્તુના જેવો ક્ષણીક છે. **स्वप्ने दृष्टं यथा पुंसः क्षण मात्रं सुखायते प्रबुद्धस्य न तत् किंचित् एवं विषय जं सुखं** ભાવાર્થઃ સ્વપ્નામાં કંઇ સારી વસ્તુ દેખવામાં આવે છે તો તે જેમ જ્યાં સુધી સ્વપ્ન રહે છે ત્યાં સુધી સુખના માટે થાય છે. તેમ આ સંસારમાં વિષયોથી થયેલું સુખ પણ થોડી વાર રહે છે. અને અંતે દુઃખજ ભોગવવું પડે છે. ખસની ચળથી ખણવાથી આત્માને જરા સારૂ લાગે છે. પણ પશ્ચાત્ ખસની

વૃદ્ધિ થવાથી દુઃખ ભોગવવું પડે છે. જ્યાં જીવ અત્યંત સુખની આશાથી રાગ કરે છે ત્યાં કોઈ વખત દ્વેષ પણ થાય છે. સંસારમાં સૌ સ્વાર્થનું સ-ગું છે. કહ્યું છે કે—

## દુહા.

स्वारथीयो संसार त्यां सुखनी क्यांथी आश;
स्वारथ आप स्वरुपनो करतां कर्म विनाश. ॥१॥
स्त्री धन माहरु माहरु करतो जीव दुःख पाय;
मारु माहरी पास एम समजंतां शिव पाय.॥२॥
पर पुदगलनी आशमां, जीव भटके निशदीन;
पग आशा क्युं सिद्धशे, कर्म गति ज्यां हीन.॥३॥
चेती शके तो चेतले, जावे फोकट काल;
मृत्यु माथे गाजतुं तेनो कर तुं ख्याल. ॥४॥
राजा रंक मरी गया, तुं पण जाइश भाइ;
अंध थइ संसारमां, मे ह्यो करे सगाइ. ॥५॥
धर्म कर्म एक सार छे, ते तुं हृदये धार;
आतमभावे स्थीर थइ, शाश्वत शिव धर प्यार.॥६॥

આ સંસારમાં મનુષ્ય દેહે કરી જીવ જ્યારે માતાના ઉદરમાં ઉત્પન્ન થયો, ત્યાં ગર્ભનું દુઃખ અ-

નંતુ ભાગવ્યું. ઉંધે મસ્તકે કરી આ જીવ માતાના પેટમાં રહ્યો. ત્યાં બોલી પણ શકાય નહીં. વિષ્ટા અને મૂત્રમાં આ જીવ લપટાઇ રહ્યો હતો, અને હાલ તે દુઃખ વીસરી ગયો. બાલ્યાવસ્થા પણ અજ્ઞાન દશામાં ગાળી. જીવ શી વસ્તુ છે, જીવ ક્યાંથી આવ્યો અને ક્યાં જશે, મારી સાથે શું આવશે, તેનો વિચાર બાલ્યાવસ્થામાં થઈ શકયો નહીં. યુવાવસ્થા જીવે પ્રાપ્ત કરી. પણ હજી તત્વની વાત ઉપર જીવ લક્ષ આપતો નથી. અરે, હવે ક્યારે તત્વનો વિચાર જીવ કરશે, એની પરભવમાં શી ગતિ થશે? ક્રોધ, માન, માયા અને લોભ તો આત્માને વારંવાર છેતરે છે. આત્મા છેતરાય છે. પણ आत्मा, તું હવે વિચાર કે, એ કષાયના યોગથી તું ચાર ગતિમાં ભટકે છે. अनादि कालथी એ તારી સાથે લાગ્યા છે. એ કષાય અભવી જીવ આશ્રી अनादि अनंतने ભાંગે છે. ભવી જીવ આશ્રી अनादि સાંત ભાંગે છે. સંસારનું બીજ કષાય છે. કષાય રૂપ બીજનો નાશ થતાં अवश्य સંસારનો નાશ થવાનો. ચાર ગતિરૂપ જે સંસાર છે તેનો કોઇ દીવસ નાશ થતો નથી

પણ ચાર ગતિરૂપ સંસારમાં ભટકવાનો નાશ થયો એમ સમજવું. ભણીને ગણીને પણ અંતે રાગ દ્વેષાદિ નાશ થાય તેમ કરવાનું છે. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી કહે છે. **पढी पार क्यों पावनो मिटयो न मनको चार, ज्यां कोलुके बेषकुं घरही कोस हजार. ॥ १ ॥** જીનેશ્વર ભગવંતે કથન કરેલાં તત્વો જાણી સદહી આદરવા યોગ્ય હોય તેને આદરવાં અને ત્યાગ કરવાને યોગ્ય હોય તેનો ત્યાગ કરવો. શ્રી તીર્થંકર મહારાજાએ અનંત જ્ઞાને કરી જે વસ્તુનું જેવું સ્વરૂપ જાણ્યું તેવું પ્રકાસ્યું છે. નિગોદાદિકનું સ્વરૂપ અલ્પબુદ્ધિથી યુક્તિપુર્વક સમજવામાં આવે નહીં તોપણ શ્રદ્ધાગમ્ય તે જાણવું. ભવ્યો! વિચારો કે—તીર્થંકર મહારાજાનાં વચનો સાંભળી સમજી પ્રમાદ નિંદા વિગેરેમાં નકમો વખત ગાળીશું તો પછી જાણ્યું તે પણ નહીં જાણ્યા જેવું થશે: કાલ જે શુભ કૃત્ય કરવાનું હોય તે આજ કરી લેવું. ઘડી એકનો ભરૂસો નથી. સમયે સમયે સમયે કરી આયુષ્ય ઘટતું જાય છે. વખત વહી જશે. મનનું ચિંતવ્યું મનમાં રહેશે માટે ચેતન પ્ર-

માદરૂપ નિંદ્રાનો ત્યાગ કરી તારૂં ભલું કરવા ઉઠ. તારૂં ભલું તારા વિના બીજાથી થવાનું નથી. **આ લેખ** વાંચે છે તે પહેલાં તું શું કામ કરતો હતો? સારૂં કે ખોટું? તે કામ સાથે પરભવમાં આવશે કે નહીં? આમ એક દીવસમાં સૂર્યની પણ ત્રણ અવસ્થા થાય છે. તો તું ચેતન મનમાં વિચાર કે— તારો ઘડી પછી કેવી અવસ્થા થશે **આયુષ્યનો** ભરોંસો નથી. દાન. શીયલ, તપ, ભાવ, એ ચાર ભેદે કરી ધર્મ આરાધન કરી લે. **एज सार** છે.

દાન શીયલ અને તપ ભાવના એ ચાર પ્રકારે ધર્મનું સાધન કરવું તે પણ પરમાત્મપદ પામવાને માટેજ. પરમાત્મપદની આકાંક્ષા રાખી ધર્મ કૃત્ય કરવું સફળ છે, કીર્તિદાન, ઉચિતદાન આ આત્માએ ઘણી વાર કર્યાં પણ હજી તેનો પાર આવ્યો નથી. અને આત્મા હજી ભટકે છે તેનું કારણ પણ તેજ. અભયદાન અને સુપાત્ર દાન થકી આત્મા પરમાત્મપદ પામી શકે છે. **अभयदान** બે પ્રકારે છે. ૧ **द्रव्य अभयदान २ भाव अभयदान**, પ્રાણીઓના પ્રાણનું રક્ષણ કરવું અર્થાત્ પ્રાણીઓને મારતાં અટકા-

વવું તેને **द्रव्य अभयदान** કહે છે. જ્ઞાનનો અભ્યાસ કરાવવો. જીવોને આત્માના સ્વરૂપની સમજણુ પાડવી. નવતત્ત્વ, ષડ્દ્રવ્ય, સાતનય, સપ્તભંગી વિગેરેનું સ્વરૂપ સમજાવવું, અને કુદેવ કુગુરૂ અને **कुधर्मनी** ખરાબ પ્રવૃત્તિ જીવોને લાગેલી છે તેનો ત્યાગ કરાવવો. તેને **भाव अभयदान** કહે છે. વળી **अभयदा-**નના બે ભેદ છે. **१ स्वअभयदान २ परअभयदान.**

પોતાનો આત્મા **मिथ्यात्व अविरति कषाय** અને અશુભ યોગે કરી કર્મ ગ્રહણુ કરતો ચાર ગતિમાં ભટકે છે. તેનું કારણુ ઉપરના હેતુઓ છે. અમિથ્યાત્વાદિક શત્રુઓ અનાદિ કાળથી આત્માને ચાર ગતિમાં રખડાવે છે. અને **मोक्ष** જતાં અટકાવે છે, સર્વે સંસારી જીવોના તે શત્રુઓ છે. એ શત્રુઓનો ત્યાગ કરવો તે પોતાના આત્માને **अभयदान** આપ્યું કહી શકાય વળી બીજા પણુ યોગ્ય જીવોને આત્માનું સ્વરૂપ સમજાવવું. અને ભવ્યોને સત્યોપદેશ આપવો કે ભવ્ય જીવો તમો કર્મના યોગે ચોરાશી લાખ જીવા યોનિમાં ભટકો છો. અને તે કર્મ બંધનું કારણુ પણુ **मिथ्यात्व अविरति कषाय** અને **योग**

છે. એનો તમો ત્યાગ કરશો. અને સ્વસ્વભાવે રમશો તો તમો પોતપોતાના આત્માઓને લાગેલાં કર્મ દૂર કરી શકશો, એમ બીજાઓને કહેવું તે **પર અભયદાન** જાણવું. ધર્મ ધર્મ કરતો જગ સૌ ફરે છે. પણ ધર્મનો સાર વીરલા જાણી શકે છે. શ્રી દેવચંદ્રજી મહારાજ કહે છે કે--**स्वगुण रक्षणा तेहधर्म स्वगुण विध्वंसणा ते अधर्म । भावअध्यात्म अनुगत प्रवृत्ति तेहथी होय संसार छित्ति ॥ १ ॥** આત્માના જ્ઞાનાદિ ગુણોનું રક્ષણ કરવું. અર્થાત્ કર્મના આચ્છાદનથી આત્માના ગુણો ઢંકાયા છે. તે જ્ઞાનાવર્ણીયાદિ કર્મનો નાશ કરવો. અને પોતાના ગુણોનો કર્મ થકી નાશ થવા દેવો નહીં. તેનું **નામ ધર્મ** છે. જો કે **આત્માના** ગુણોનો નાશ થતો નથી. તોપણ કર્મની વર્ગણીઓએ કરી આત્માના ગુણો પોતપોતાનું જે જે કાર્ય છે. તે તે બજાવી શકતા નથી. તેની અપેક્ષાએ ગુણોનો નાશ સમજવો. જેમ સૂર્યના પ્રકાશનું આચ્છાદન વાદળાં કરે છે. પણ ,તેથી કંઇ સૂર્યનો પ્રકાશ સર્વથા નાશ પામતો નથી. કર્મનો એવોજ સ્વભાવ છે કે તે આત્માના ગુણોનું આચ્છા-

દન કરે છે. દરેક આત્માએ કર્મના યોગ ભવમાં ભટકે છે. એ કર્મ બીજ બળી જાય તો આ ઉપાધી સર્વે ટળી જાય. એ કર્મની ઉપાધિથી જન્મ જરા મરણ વિગેરે અનેક દુઃખો આત્મા પામે છે. અનંત શક્તિનો ધણી આત્મા છતાં બીચારો આત્મા આ શરીરમાં વસ્યો છે. કેવી વિટંબણા, કર્મની ગતિ ન્યારી છે.

## दुहा.

न्यारी कर्म गति जिहां, उद्यमथी शुं थाय;
पण उद्यम करवा थकी, भावी सर्व ग्रहाय. ॥१॥
उद्यम खड्ग कर ग्रही, कर्म रिपु कर नाश;
नाश कर्म रिपु यदा, तब तुज त्रिभुवन दास.॥२॥
खावुं पीवुं पहेरवुं, रमवुं भमवुं दुःख;
आपो आप विचारतां, होवे शाश्वत सुख. ॥३॥
बहिरातम भावे करी, जीव भटके संसार;
अंतर आतम पद लही, पामे भवजल पार. ॥४॥

જીવો સુખની આશાએ દેશ વિદેશ ગમન કરે છે, દાસપણું કરે છે, રાત્રી દીવસ સુખની આશાનું

એ મનમાં અનેક પ્રકારની ચિંતાઓ કરે છે. અનેક પ્રકારના વ્યાપારો કરે છે. પણ પુણ્ય યોગે સમજી શકાય તો સમજી લો કે, આ દુનીયામાં દશ્ય પદાર્થમાં સુખ નથી પણ સુખનું સાધન છે. આત્મા થકી દશ્ય પદાર્થ થકી અળગો છે. દશ્ય પદાર્થ પૌદગલીક સુખનું કારણ છે. પૌદગલીક સુખ સાદિ સાંત ભાંગે છે. પૌદગલીક સુખ થકી આત્માને ખરી શાંતિ થતી નથી. કારણ કે પૌદગલીક સુખના અનુભવ તો આત્માએ અનંતિવાર દેવલોક વિગેરેમાં કર્યા પણ તે થકી આત્મા શાંતિ પામ્યો નહી. શાંતિ પદ પ્રાપ્ત યોગ્ય તો સહજ શુદ્ધ આત્મ સુખ છે. પુણ્ય અને પાપના સંપૂર્ણ ક્ષય થએ છતે તાત્વીક સુખ આત્માનું પ્રકાશે છે તાત્વીક સુખ આત્માને વિષે પ્રગટ થએલું **સાદિ અનંતમે** ભાંગે છે. આત્મામાં પહેલાં એ તાત્વીક સુખ નિરોભાવે હતું. તેનું આવિર્ભાવે થવું. તેનેજ સુખ ઉત્પન્ન થયું એમ વ્યવહરાય છે. બાહ્ય પદાર્થોમાં સુખ નથી એવી દઢ કલ્પના આત્માને વિષે કરવા. બાહ્ય પદાર્થોના ઉપભોગમાં દુઃખ છે એવી દઢ કલ્પના આત્માને વિ-

ષે કરવી. એ બે પ્રકારની કલ્પનાઓનું વારંવાર સ્મરણ કરવું એમ કરવાથી आत्मानो परभावमां प्रवृति थशे नही. प्रवृति त्रण प्रकारनी छे. १ पुण्य प्रवृति. २ पाप प्रवृति. ३ परमार्थ प्रवृति આ ત્રણ પ્રવૃત્તિમાંથી કોઇ પણ પ્રવૃત્તિ જીવ હર વખત કર્યા કરે છે, અજ્ઞાની જીવ પાપ પ્રવૃત્તિમાં મચ્યો રહે છે. હિંસા જૂઠ ચોરી. अब्रह्म લોભ માન, માયા, અદેખાઇ, કલેશ, મમતા, નિંદા વગેરે પાપ પ્રવૃત્તિ- જીવ અજ્ઞાનથી કરી અશુભ કર્મ રાશિ સંચય કરી નરકની ગોદમાં દુઃખનો અનુભવ કરવા પધારે છે. દાન, તપ શુભ ભાવરૂપ પ્રવૃત્તિ જીવ કરતો છતો સારી ગતિમાં જાય છે. અને ત્યાં પુણ્યનાં દલીયાં પામી અપર ગતિમાં ઉત્પન્ન થાય છે. પુણ્ય અને पाप प्रवृत्तिओनुं સ્વરૂપ ચેતન સમજ્યો ત્યારે તે આશ્ચર્ય પામી મનમાં વિચારવા લાગ્યો કે અહીં મેં એ પ્રકારની પ્રવૃત્તિમાંજ ભવોભવ ગાળ્યા છે. અનાદિ કાળથી એ બે પ્રવૃત્તિઓ મેં આદરી છે હજી પણ હું તેમને વળગી રહ્યા છું એ બે પ્રવૃત્તિઓ हेय છે. પુણ્ય અને પાપને જ લક્ષી જે हुं प्रवृत्ति

કરૂં છું; તે યોગ્ય નથી એમ કરતાં હું સંસારમાંથી છુટી શકીશ નહીં, કારણ કે એ બે પ્રવૃત્તિઓ સું-સાર વૃક્ષના મૂળ સમાન છે. હવે ત્યારે ચેતને મન-માં ધાર્યું કે—ત્યારે એ બે પ્રવૃત્તિઓનો ત્યાગ કરી **પરમાર્થ પ્રવૃત્તિ** કે જે ઉત્કૃષ્ટ અર્થ જે મોક્ષ તેના માટે જે પ્રવૃત્તિ કરવી તે **યોગ્ય** છે. તે પરમારથ પ્રવૃત્તિ કરતાં પહેલાં અહંકાર, મમકાર, નિંદા, આ-પબડાઇ, પરદોષકથન, સંસારીક મોટાઇ, કલેશ, દુ-ષ્ટ વચન વદવું, મનમાં માઠું ચિંતવવું, અદેખાઈ, કૂડકપટ, લોભ, મોહ, ઇત્યાદિ દોષોનો ત્યાગ કરી સુદ્ધ થયા બાદ: **આત્મા પરમાર્થ પ્રવૃત્તિ** કરી શકે છે. વૈરાગ્ય, શમ, ક્ષમા, નિર્લોભતા=ઉદાસીનતા બહિરા-તમભાવનો ત્યાગ. દેવ ગુરૂ ધર્મની શ્રદ્ધા, મોક્ષની ઇચ્છા, ઇત્યાદિ ગુણો પ્રાપ્ત થતાં આત્માજે તે **પરમાર્થ પ્રવૃત્તિરૂપ ચાકે** ચઢી શુદ્ધ પરમાત્મ સ્વરૂપ પોતાનું પોતાનામાં પ્રગટાવી જન્મ મરણાદિ રોગોનો ત્યાગ કરી **શાશ્વત શાંતિપદ** જે **મોક્ષ** તેમાં બિરાજી **અનં-તરત્નત્રયી**નો આત્મા અધિષ્ટાતા બને છે. શાસ્વત-પદનું મુખ્ય કારણ પરમાર્થ પ્રવૃત્તિ છે, વીતરાગ

આજ્ઞા મુજબ પુણ્ય પાપ પરિહારક શુદ્ધ ચારિત્રની કરણી તેજ પરમાર્થ પ્રવૃત્તિ પામ્યા જીવો અનંતા મુક્તે ગયા જાય છે. અને જશે ઉપાદેય તેજ છે,

આત્મતત્ત્વવિત્ મહાત્માઓએ મોક્ષતત્ત્વ ઉપાદેય જાણી પરમાર્થ પ્રવૃત્તિયો ને પરમાત્મપદ લક્ષે સ્થીર સ્થાપવી હિતાહિત જાણનાર કૃત્યાકૃત્ય જાણનાર આત્મા છે. ચાર ગતિમાં ફરનાર પણ આત્મા. ચાર ગતિથી છુટનાર પણ આત્મા છે. એ આત્મતત્વ શુદ્ધ નિર્મળ થાય તેમ સાનુકૂળ ક્રિયા, દાન, તપ જપનું અવલંબન કરવું જોઇએ. આ જગતનાં વ્યવહારથી મનાયલા સુખના સાધનભૂત, વંધા, પુત્ર, સ્ત્રી, ધન, ઘોડા, ગાડી, ગૃહ, મિષ્ટાન વગેરેને પ્રાપ્ત કરવા જોવા પુનઃ પુનઃ ઈચ્છા કરે છે. તથાપિ સર્વને તે શા હેતુથી મળી શકતાં નથી અને મળેલ નથી તો તે શા કારણથી મળે છે તેનો યોગ્ય વિચાર કરી તેમ દૃષ્ટિથી કરીને ઉપાદેય હેય પણું વિચારવું. તથા આ લોકમાં સર્વને ચિરકાલ જીવવાની આશા છતાં જીવી શકાતું નથી. અને ઇચ્છા વિના મૃત્યુને સ્વીકારવું પડે છે. તો એ જીવન મરણ શાથી મળે છે

અને જીવન મરણ શાથી ટળે છે. તેનો જ્ઞાનદૃષ્ટિથી વિચાર કરી **अक्षय स्थीत्ति** પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો. કોઇ વખત **आत्मा** શોક કરે છે. કોઈ વખત હસે છે, કોઈ વખત રૂદન કરે છે. તેનું મુખ્ય કારણ શું છે તે જાણી તેનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો. આ શરીર નાનાથી મોટું કેવી રીતે થયું અને તેમાં હાનિવૃદ્ધિ કેવી રીતે થાય છે. તેનો વિચાર કરી **हेय** નો ત્યાગ કરી ઇષ્ટમાં પ્રવૃત્તિ કરવી **परम पुरुषार्थ** ને સાધી લેવામાં અનુકૂલ એવું આ મનુષ્ય શરીર **पुनः पुनः** પ્રાપ્ત થશે. એવો નિયમ નથી. તેથી સદા દુર્લભ એવા આ મનુષ્ય શરીરને પ્રાપ્ત તમે પ્રમાદ રહિતપણે **परमपद**ને સાધવાના નિશ્ચયવાળા થઇને યોગ્ય સાધનોને સેવવાં.

આ સંસારમા અનેક જન્મ પામીને પણ જ્યારે આ સંસારના વિષય પદાર્થની પ્રબલ આસક્તિથી મનુષ્ય મૂકાય છે, ત્યારેજ મુકતત્વના અધિકારને પામે છે માટે કાલાંતરે પણ જે સેવ્યા વિના દુઃખનો અંત આવવાનો નથી એવાં મુક્તિ સુખનાં સાધનોને આગ્રહથી સેવવા વિચારવું.

આ મનુષ્ય લોકમાં વસનારા ભવ્યો તમો આ લોકનાજ શ્રેષ્ઠ સુખની ઇચ્છાએ આયુષ્ય ગાળશો નહિ. પુનઃ પુનઃ આવી શ્રેષ્ટ સામગ્રી પામવા મુસ્કેલ છે. હે ચેતન તું મનમાં સમજ કે કોઇનું અહિત ન કરવાથી તથા ન ઇચ્છવાથી તેમજ સર્વ જીવોનું કલ્યાણ ઇચ્છવાથી આત્મા નિર્મળ થશે. અને તદ્દ્વારા પરસ્પરના દ્વેષનો ત્યાગ કરીને પોતાનું હિત સાધવાને નિર્મળ થા. હે આત્મા નિર્મળતા અત્યંત છે. અનુમેય છે. તું કર્મે કરી મલીન થયો છે. શુદ્ધ નિર્મળતા તુ આત્મ સ્વભાવે રમીશ તો મળશે. તેલમાં પડેલી માખીની પેઠે જો પરભાવે રમીશ તો મલીનતા પામીશ.

## दुहा.

आशा तृष्णाए करी, मन ज्यां त्यां भटकाय;
पर आशा ते दुःख छे, पण ते नवी समजाय. १
पर आशाथी राग द्वेष, शोक हर्ष मन थाय;
पर वस्तु नहि आत्मनी त्यां किम एह जणाय. २
हुं न्यारो पर वस्तुथी, शुद्धानंद स्वरूप;
सकळ सिद्धि भंडारहूं, शिवरमणीनो भूप. ३

कोनी साथे हूं वदु, हसु रमु हूं केम;
हसतो रमतो हूं नहि, निश्चय नयथी एम. ४
आतम ध्याने हूं रहुं, ए मुज शुद्ध स्वभाव;
आत्यंतिक सुख ऊपजे, एहीज शिवसुख दाव. ५
लक्ष्युं हित नहि आत्मनुं, तो तुं बाळ समान;
भवमां भटकीश जीवडा, दुःखी थइ नादान. ६
ज्ञान ध्यान चारित्रथी, आत्महित थानार;
बुद्धि सुख शाश्वत लही, पामे भवजल पार. ७

મનરૂપી માંકડું જેણે વશ કર્યું અને आत्मतत्त्व માં વીતરાગ ભાવ મુખ્ય વ્યવહાર નિશ્ચયનયાનુસારે યથા યોગ્ય જે [illegible] પ્રવૃત્તિ કરે છે. તે કર્મ કલંકનો નાશ કરી अखंड पूर्ण अज आंबनाशी સનાતન शाश्वत [illegible] મુક્તિ ને પા[illegible] પૂ[illegible] [illegible] થાય છે. એ[illegible] [illegible] [illegible]ને ઈચ્છા હોય નહિ. પોતાને તથા પર[illegible] [illegible] પ[illegible] માટે આ[illegible] થાઓ અને તે ભળો. એજ મહાકાંક્ષા

મનરૂપી માંકડું જેણે વશ કર્યું, એવા મહાત્માઓ શાશ્વ[illegible]દ પામી શકે છે. કહ્યું છે કે—

**मण मरणं इंदियमरण इंदिय मरणे मरंति कम्माइ, कम्म मरणेण मुरको तस्मामण मारणा विंति ॥ १ ॥ मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः यन्नैवा लिंगिता कांता तन्नैवा लिंगिता सुता ॥ २ ॥**

મન મારવાથી ઇંદ્રિયો મરે છે. અને ઇંદ્રિયો જ્યારે સ્વવિષયથી વિરામ પામી ત્યારે કર્મનો નાશ થાય છે અને કર્મનો નાશ થતાં મોક્ષની પ્રાપ્તિ થાય છે. માટેજ મહાત્માઓ મનવશમાં રાખવા ફરમાવે છે. માણુસ જરા વિચાર કરે છે એટલામાં તો મન હજારો ગાઉ ફરી આવે છે જે માણુસના મનમાં સંકલ્પ ઉઠતા નથી પરભાવનો ત્યાગ કરે છે. અને આત્મભાવે રમે છે. તેણે મન વશ કર્યું કહી શકાય. પણુ જ્યાં સુધી મન વિકલ્પ સંકલ્પની શ્રેણીઓથી વ્યગ્ર હોય ત્યાં સુધી મન માર્યું કહી શકાય નહી. કહ્યું છે કે–**चित्तमेव हिसंसारो रागादि क्लेश वासितं तदैधनैर्विनिमुक्तं भवांत इति कथ्यते**–રાગ દ્વેષ આદિ વડે કરી યુક્ત ચિત્ત તેજ સંસાર છે. અને તદ્‌ગાદિ કલેશવડે કરીને રહિત ચિતનું તેજ ભવાંત જાણુવો. માણુસ બેસે છે, પણુ મન

તો ફર્યાજ કરે છે. શરીર થાકે છે, પણ મન થાકતું નથી. ક્ષણમાં મન કંઇ અને ક્ષણમાં મન કંઇ એમ સદા મન ભમ્યા કરે છે. જેમ જેમ માણુસ તેને વશ કરવા પ્રયત્ન કરે છે, તેમ તેમ અળગુ તેનાથી મન થાય છે. સમુદ્રનો પાર પામી શકાતો નથી. મન આકાશમાં ભમે છે. મન પાતાળમાં ભમે છે. કોઇ વખત મન કોઇનું બુરૂ કરવામાં વિચાર કરે છે. અને કોઇ વખત લોભે કરી વ્યાપ્ત હોય છે. કોઇ વખત કપટે કરી મન વ્યાપે છે. માટે શ્રી કુંથુનાથના સ્તવનમાં શ્રી આનંદજી મહારાજ કહે છે કે **मुक्ति तणा अभिलाषीत पीया ज्ञानने ध्यान अभ्यास वैरीडुं कंइ एहवुं चिंतवे नांखे भवळे पासहो कुंथु जिन ॥ १ ॥** મુક્તિના અભિલાષી પુરૂષો તપ તપે છે જ્ઞાન અને ધ્યાનનો અભ્યાસ કરે છે. તેવા પુરૂષોને પણ મન ભમાવી દેઇ અવળી તરફ દોરી જાય છે એવું મન વૈરી છે. મન જેણે સાધ્યું તેણે સર્વ સાધ્યું એમ કહેવામાં કંઇ વાંધો નથી. જાતે મર્કટ હોય અને તેને વળી દારૂ પાયો તો છાપરે છાપરે કુદવામાં બાકી રાખે નહિ.

તેમ મન રૂપી માંકડુ અને તેને આર્તધ્યાન અને રૌદ્રધ્યાનરૂપી દારૂ પાયો તો કર્મ બાંધવામાં બાકી રહે નહિ. મનની ચપળતા માણસના સંગથી વિશેષ થાય છે. માટે જેના સંગથી મનમાં દુષ્કર્માન થાય તેનો સંગ ત્યાગ કરવો, જેના સંગથી ક્રોધ થાય તેનો સંગ ત્યાજવો જેની સંગતથી મન વિષયાભિલાષી થાય તેની સંગત વર્જવી. જેમ જેમ મનની સ્થીરતા થાય છે તેમ તેમ સહજ સમાધિ સુખ અનુભવાય છે. જેમ સંસારમાં ઘણી જંજાળ તેમ મનની ચપળતા વિશેષ જાણવી. મનની ચપળતાથી કર્મ રાશિનું ગ્રહણ થાય છે. ક્રોધ, માન, માયા, લોભ, દ્વેષ, અદેખાઇ તૃષ્ણા આદિ દોષોનો નાશ મન મારવાથી થાય છે. યાદ રાખો કે–જેમ જેમ મન મારવામાં આવશે તેમ તેમ ક્ષમા ગુણ વૃદ્ધિ પામશે અને આત્મામાં સંતોષાદિ ગુણોનો વાસ થશે. જેણે મનને વશ કરવું હોય તેણે બાહિરની ખટપટોમાં જેથી કંકાસ ઉત્પન્ન થાય, જેથી ક્રોધાદિની ઉત્પત્તિ થાય તેવાં કામ કરવાં નહિ. ઉપાધિથી દુઃખ છે અને ઉપાધિ ત્યાગવાથી સુખ

છે. સત્પુરૂષો નિરૂપાધિપણું ચાહે છે. આ નિરૂપાધિ ગુણ વરી અનંત જીવો મુકતે ગયા. મહા વિદેહમાં સંપ્રતિ જાય છે અને જશે. હે ભવ્યો, પરભાવનો ત્યાગ કરો. અને आत्म स्वरुपे रमो અને મનને ક્ષણે ક્ષણે ઉપયોગ દેઈ વશમાં કરવાથી દુર્ધ્યાન ટળશે અને અનુક્રમે मुक्ति મળશે. एवम् श्री शांतिः शांतिः शांतिः

મન એ આત્માનો પ્રધાન છે. મન જો કુમાર્ગે ચાલે છે તો આત્માને સાતમી નરકમાં લઇ જાય છે અને તેજ મનથી આત્મા પરમાત્મ પદ પામી મુકિતપુરીમાં જઇ વસે છે. ઘણો ખરો વ્યવહાર મનોદ્વારા સંસારી જીવો કરે છે. ઘોડાના કરતાં પણ મનની ગતિ અધિક છે. તારના કરતાં પણ મનનો વેગ અધિક છે. વીજળીના કરતાં પણ મનનો વેગ અધિક છે. સમુદ્ર તરવો સહેલ છે. પણ મનવશ રાખવું મુશ્કેલ છે. એક ઘડીમાં મનમાં જેટલા વિચાર થાય છે તેનો પાર પણ આવે નહિ. કોઇપણ કાર્યમાં મન ગુંથાયુંજ રહે છે. તંડુલીયો મચ્છ અશુભના વ્યાપારથી સાતમી નરકમાં જાય છે. શરીર

એક ઠેકાણે હોય છે. પણ મન તો એક ઠેકાણે ભમતું હોય છે. અહો એ મનને સ્થીર કરવું તેજ મહા યોગ છે. એ મનમાં કોઇ વખત સ્ત્રીની ચિંતા થાય છે. ઉત્તરોઉત્તર અનેક પ્રકારની ચિંતાઓ થયા કરે છે. અને મનથી આત્મા અને કર્મરાશિ ગ્રહણ કર્યા કરે છે. મનવચન અને કાયાના યોગમાં પણ મનોયોગ મોટો કહ્યો છે એ મન જેણે વશ કરી આત્મ સ્વરૂપમાં ચિત્તવૃત્તિ દોરી છે તે મહાત્માઓને પુનઃ પુનઃ નમસ્કાર થાઓ.

આ સંસારરૂપ કારાગૃહમાં કંઇપણ સુખ નથી. ફકત જી[illegible] તે[illegible] [illegible]થી ફસાય છે. સંસારમાં ધન પુત્ર પરી[illegible]રથી પે[illegible]નો મોટાઇ માનવી [illegible] કર્મ[illegible]ના [illegible] [illegible]ઢું પા[illegible]તા [illegible]ની પેઠે જ [illegible]વું. આ સંસા[illegible] [illegible]ાં કેટલ[illegible] જીવો પ્રજા રહિત હોવા[illegible] [illegible] [illegible]ાય છે. [illegible] કેટલાએક દુર્ગુણી સ્ત્રીયોના વચ[illegible] પ્રહારો[illegible] દુઃખી થાય છે, કેટલાએક કુલક્ષણવાળા પુત્ર[illegible] દુઃખી થાય છે. કેટલાએક ધન કમાવાની [illegible]તાથી [illegible] [illegible] [illegible]સ[illegible]હે [illegible] [illegible] તે[illegible] [illegible]નવાન તથા પ્રતીવાન [illegible]ાં પ[illegible] પોતાના દુ[illegible] સ્વ[illegible]થી

દ્રવ્યનો દુરૂપયોગ કરી ઉત્તર કાળમાં દુઃખરૂપ ફળને આપનાર પાપ કર્મોને રચે છે. કેટલાક તો અનેક પ્રકારના રોગોથી પીડાતા નિરર્થક જીંદગી ગાળે છે કેટલાક ધન રક્ષણમાંજ જીવિતવ્ય ગુમાવી ચિંતામણી રત્ન સમાન નૃજન્મ હારે છે. ધનવાનો રાજા, અગ્નિ, ચોરના ભયથી સદા ચિંતા કર્યા કરે છે. વિચારતાં એમ જણાય છે કે—ધનવંતો કોઇ ચિંતા રહિત નથી. એતો ઠીક પણ સ્વપ્નાવસ્થામાં પણ ધનના વિનાશની શંકાવાળા હોવાથી નિર્ભય હોતા નથી. તો જાગૃતાવસ્થામાં ક્યાંથીજ હોય, વળી ધનવાન પુરૂષો, લોભી, તૃષ્ણાવાળા, ઇર્ષ્યાવાળા, તથા અભિમાની પણ હોય છે. જેથી તે દુર્ગુણો તેમને વિના અગ્નિએ બાળીને ભસ્મ કરનાર છે તેઓ મદ્ધ વડે પાપોને પણ અધીક કરેછે. તેથી પરલોકમાં પણ દુઃખના ભોક્તાજ થવા યોગ્ય છે. કોઇ વીરલા ધનવંતો ધનનો સન્માર્ગે સદુપયોગ કરી જીવન સાફલ્ય કરે છે. બાહિર ધનાદિ ઉપર મમત્વ ભાવ છતાં आत्मिक स्वरूप ચિંતવન થતું નથી. કારણ કે ધનની ચિંતા વિઘ્ન રૂપે આડી

આવે છે. માટેજ ચક્રવર્તિ સરખા રાજાઓ પણ સંસારીક રૂદ્ધિને તૃણવત્ ગણી શ્રમણધર્મ અંગીકાર કરી ઉત્તમ ગતિ ભજનારા થયા. ધન વિચારી જોતાં પુદ્ગલરૂપ છતાં ચૈતન્ય શક્તિવાળા આત્માને પણ લલચાવી ફસાવે છે. અને મોહાંધ જીવો તેનેજ સાર તરીકે માને છે. પણ અંતે એ ધનાદિ વસ્તુ મર્યા બાદ સાથે આવશે નહિ. તો હે ચેતન તું કેમ તેમાં મુંઝાય છે. બાહિર લક્ષ્મીથી પોતાને મોટા માનનારાઓ મોક્ષરૂપ શ્રેયને પામી શકતા નથી. પણ જેઓએ આત્મામાં જ્ઞાનદર્શન ચારિત્ર રૂપ અનંત લક્ષ્મી માની તેને પ્રાપ્તી કરવા પ્રયત્ન કરે છે, તે મોક્ષરૂપ શ્રેયઃને પામી શકે છે. બાહ્ય લક્ષ્મીની વૃદ્ધિથી જીવ અહંકારી થઇ જાય છે અને અંતરલક્ષ્મીની વૃદ્ધિથી જીવ અહંકાર રહીત થઇ નમ્ર બને છે. અને સૌમાં કરૂણા દૃષ્ટિથી ભ્રાતૃભાવ રાખે છે, બાહ્ય લક્ષ્મીની વૃદ્ધ પુણ્ય સંયોગે જે જીવો પામ્યા છે, છતાં નિરાભિમાન દશાએ દેવગુરૂ ધર્મમાં વિનયવાળાં હોય છે, તેમને શિવ સંપદા મળે છે, લક્ષ્મી

પામ્યા છતાં પણ જે વીર પુરૂષો જળ પંકજની પેઠે તેનાથી ન્યારા રહીને સ્વઆત્મહિત ચૂકતા નથી, તેઓ શાશ્વતપદ પામી શકે છે, ખરેખર લક્ષ્મી મનને ફેરવી નાંખે છે. અને જો તેનો ભોક્તા ધર્મી ના હોય તો તેને કુગતિનું હેતુ ભૂત તે થાય છે. આત્મા થકી બાહ્યલક્ષ્મી ભિન્ન છે. મમત્વકારિકા છે, માટે તેનો ધર્મ માર્ગે સદૂપયોગ કરવો તેજ આત્મહિત માટે છે. દાન ઉપભોગ યા નાશ એ ત્રણમાંની ગમે તે ગતિ લક્ષ્મીથી થાયછે. માટે વૈરાગી જીવો તેને પોતાની કદી માનતા નથી. અને તેથી સ્વહિત સાધે છે, બાહ્ય ઉપાધિ જેમ ઓછી તેમ વિશેષ સમાધિ થાય છે. निरुपाधि दशा માંજ તાત્વિક સુખ છે. તત્પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો. મોહ સાગરને ઔદાસીન ભાવે તરવા પ્રયત્ન કરવો, અને સ્વસ્વરૂપે રમણતા કરવી. પરભાવનો ત્યાગ કરવો. મનની ચંચળતા ત્યાગી સ્થીર મનોદ્વારા આત્મ ગુણ ચિંતવન કરવું, ક્ષણે ક્ષણે आत्मा બાહ્ય ભાવે રમે છે કે સ્વભાવે રમે છે,-તે ઉપયોગથી જોવું, એમ પુનઃ પુનઃ आत्म निरीक्षण

કરતા પાપકર્મોથી આત્મા હળવો થઇ પરમાત્મ સ્વ-રૂપ ધ્યાનદ્વારા ઇઅળ જેમ ભમરી સંગથી ભમરી રૂપે થાય છે તેમ આત્મા परमात्मपद पामी અ-નંત સુખ ભોક્તા થશે. એજ

## दुहा.

संसारे सुख बिंदुसम, भ्रमथी भूल्या लोक;<br>
सुख आशाए दुःख लही, जन्म गमावे फाक. १<br>
मधु बिंदु दृष्टांत जिम, तिम संसारे सुख;<br>
अनुभवथी जोतां थकां, संसारे बहू दुःख. २<br>
मोह तृष्णा अभिमानथी, सहुजन दुःखी थाय;<br>
त्याग करी जीव तेहनो, अजरामर पद पाय. ३

આ સંસારમાં આત્મા મોહની કેફથી અસત્ય વસ્તુને સત્ય તરીકે જાણી ભ્રમથી ભૂલ્યો થકો સંસારીક સુખને સત્ય સુખ તરીકે જાણી મુંઝાય છે. અને સત્ય વીતરાગ કથીત તત્વથી અજાણ રહી अजागत स्तनवत् સ્વઆયુષ્ય નિરર્થક ગુમાવી અ-ધોગતિ પ્રાપ્ત થાય છે. જીવ સુખની આશાએ બાહ્ય

પદાર્થોની પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરે છે. પણ મોહાંધ આત્મા જાણી શકતો નથી કે સુખ તો કેવળ આત્મામાં રહેલું છે. કોઇ પણ પદાર્થમાં સુખ રહેતું નથી. તેમજ શરીરમાં સુખ રહેતું નથી. જો શરીરમાં જ સુખ રહેતું હોય તો મૃતક શરીરમાં તેની ઉપલબ્ધિ થવી જોઇએ; પણ થતી નથી; માટે સિદ્ધ છે કે સુખ એ આત્માનો ગુણ છે. **સુખગુણ** છે. અને **આત્માગુણી** છે. સુખ અનંત છે, સુખ અરૂપી છે, સુખ શાશ્વત છે, સુખ અનાદિ કાળથી આત્મામાં છે. કર્માવરણને લીધે સંસારી જીવોને સુખ તિરોભાવે છે, અને કર્મનાશ થકી સુખ અવિર્ભાવ રૂપે પ્રકાશે છે. તાત્વિક સુખ આત્મામાં રહ્યું છે. અને તેની પ્રાપ્તિ અંતરાત્મપણા થકી છે. કસ્તુરીઓ મૃગ જીમ મૃગમદ ગંધ લેવા વનમાં ભટકે છે, પણ જાણતો નથી, કે મૃગમદ તો મારી પાસે છે. તેમ આ બાહ્યાત્મા અન્ય વસ્તુઓમાં સુખ છે, એવી ભ્રાંતિથી તેને પોતાની માની મકલાય છે. અન્ય વસ્તુઓના નાશથી પોતાનો નાશ માને છે હે આત્મા શુદ્ધ બુદ્ધિથી વિ-

ચાર કે કેવળ તું માયાના પાસલામાં ફસાયો છે.અને હાલ મનુષ્ય જાતિ સામગ્રી પામી વીતરાગ ધર્મનું સેવન કરતો નથી, તો અંતે તું પશ્ચાતાપ પામીશ. જલ તરંગવત્ આયુષ્ય સ્થીતિ છે. સમયે સમયે આયુષ્ય ઘટતું જાય છે. વારંવાર ધર્મ સામગ્રી પામવી દુષ્કર છે. કહ્યું છે કે—

**नपुणो पुणोवि एवं तुहसंभावेमि जीवसामग्गिः**
**तारेहारि सिक्रहं पमाय मइराग उग्मत्तो ॥१॥**
**जलपडिबिंबियतरुवर, फलेहिंकोनामपाविऊतित्तिंः**
**सुविणोवलद्ध अथ्थेण ईसरोको विसंजाऊ ॥२॥**

સરોવરના જળમાં ઝાડોનાં પડેલાં પ્રતિબિંબ તેનાં ફળ થકી જેમ કોઇ તૃપ્તિ પામી શકતો નથી. તેમ આત્મા પોતાનાથી અન્ય પુદ્ગળ વસ્તુઓ થકી સુખ પામી શકતો નથી. સુખ એવી ભ્રાંતિ ફક્ત પુદ્ગલ વસ્તુમાં છે. તે અનાદિ કાળથી મિથ્યાત્વ બુદ્ધિથી થાય છે. તે ટળ્યાથી સત્વત્ત્વની શ્રદ્ધા થાય છે. આ જીવ ચોરાશી લાખ જીવ યોનિમાં અનંતિવાર અનંત શરીર ધારણ કર્યાં. આકાશના જેટલા

પ્રદેશ છે. તે પ્રત્યેક આકાશ પ્રદેશે આ આત્માએ અનંતિવાર જન્મ મરણ કર્યાં. પણ સંસારાંત આવ્યો નહિ. હજી પણ આત્મા સ્વશક્તિ ફોરવશે નહિ, તો કોણ જાણે કયાં સુધી સંસાર સાગરમાં ગોથાં ખાશે; સ્વમાવસ્થામાં રાજ્ય રૂદ્ધિ પામીને જેમ કોઇ ઇશ્વર (સ્વામી) બની શકતો નથી. તેમ પરવસ્તુ સંયોગથી આત્મા સ્વસુખ ભોક્તા બની શકતો નથી. ઉલટું પરભાવ સંગતિથી સ્વજ્ઞાન દર્શન ચરિત્રાદિ રૂદ્ધિ હારે છે. અને જ્ઞાનાવરણીયાદિ કર્મ રાશિ ગ્રહણ કરી ભવજળનિધિમાં ડૂબે છે. હવે હે ચેતન મોહ નિદ્રાનો ત્યાગ કર. અને આત્મ ઉપયોગે જાગૃત થા. પ્રમાદમાં દીવસો ગાળીશ નહિ શ્રી વીતરાગ કુચ્ચીત **સ્યાદ્વાદશાસન** નું અવલંબન કર. વીતરાગ શાસનનું અવલંબન કરી અનંત જીવો મુકિત ગયા જાય છે, અને જશે. આયુષ્યનો ભરોસો નથી. વખત વહી જાય છે- આજ કાલ કરતાં વખત વીતી જાય છે. મનનું ધાર્યું મનમાં રહી જશે. સ્ત્રી પુત્ર ભાઇ બેન પિતા ધર, હાટ, હવેલી. મૃત્યુ બાદ સાથે આવશે નહિ, સબંધે સર્વ વસ્તુઓની પ્રાપ્તિ થ

છે. હે જીવ તેમાં તું મુંઝાઇશ નહિં जलपंकजवत् સંસારમાં ઐાદાસીન ભાવે હે ચેતન દિવસ નિર્ગમન કરીશ તો परमात्मपद પામીશ. સંસારીક સ્નેહ અ-સ્થીર છે. એક ઝાડ ઉપર બેઠેલાં પંખીઓનો સમા ગમ જેવો સગાં વહાલાંનો સબંધ છે. રામ પાંડવ જેવા શૂરવીર પુરૂષોનાં શરીર પણ એક થોડી જ-ગ્યામાં સમાઇ ગયાં. આ સંસારમાં કોઇ અમર રહ્યો નથી, અને રહેશે નહિ. વિષય પિપાસાએ કરી જીવો પુનઃ પુનઃ અધોગતિ ભજનારા થાય છે. ધન્ય છે મુનીશ્વરોને કે જેણે સંસારીક સબંધ ત્યાગ કરી આત્મહિત કરવા મહાવ્રતાદિ અંગીકાર કર્યા છે, અને રાગ દ્વેષ પરિપહની ફોજને હઠાવતા છતાં આત્મ સ્વરૂપને ધ્યાવે છે. અને आधि, व्याधि, ऊपाधि નું મૂળ જે કર્માષ્ટક તેનો નાશ કરે છે. બહિરાત્મપદ ત્યાગ આત્મતત્ત્વજ્ઞાનથી છે. અને आ-त्मतत्वज्ञान થીં સમ્યક્ રીતે જણાયાનું અવલંબન થાય છે. અને अंतरात्मपद પામી परमात्मपद स्वरूप આત્મા લીન થઇ शाश्वतपद ભોક્તા થાય છે.

**उद्यमे नहि सिध्यंति नकार्याणि मनोरथैः ।**
**नहि सुप्तस्य सिंहस्य मुखे प्रविशंति गजाः ॥१॥**

ઉદ્યમથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે. પણ મનો-રથોથી માત્ર કાર્ય સિદ્ધ થતું નથી. ઉદ્યમ હીન સુ-તેલા સિંહના મુખમાં હાથીઓ કંઈ પ્રવેશ કરી શકતા નથી. ઉદ્યમ કરવાથી અલભ્ય વસ્તુની પણ પ્રાપ્તિ થાય છે. ભાવીભાવ ઉપર આધાર મૂકી ઉ-દ્યમ હીન થવું નહિ—ઉદ્યમ બે પ્રકારને છે. **प्रशंस्यउद्यम २ अप्रशस्यउद्यम** ધર્મ માર્ગમાં ઉદ્યમ કર-વો તે પ્રશંસ્ય ઉદ્યમ છે. **अधर्म मार्गमां उद्यम** કરવો તે **अप्रस्य उद्यम** છે. જ્ઞાન, દર્શન ચારિત્રા-દિગુણોની પ્રાપ્તિ ઉદ્યમ થકી છે. કેટલાક જીવો એ-મજ માની બેસે છે કે—ભવસ્થિતિ પરિપક્વ થયા વિના ઉદ્યમ કરેલો નિષ્ફલ જાય છે. એમ માની આત્માને ચારગતિ ભવભ્રમણમાં ફેતારે છે—ભવસ્થિ-તિ પરિપક્વ થઈ છે કે નહિ તે વિશિષ્ટ જ્ઞાનવિના જાણી શકાતું નથી. માટે ઉદ્યમ ત્યાગવો નહિ. ઉ-દ્યમ એટલે પુરૂષાર્થ તે વિના મુક્તિની પ્રાપ્તિ નથી.

માટે ધર્મ માર્ગમાં યથાશક્તિ ઉદ્યમ કરવો ધર્મ, દોલત કરતાં અત્યંત અધિક છે. જે જગ્યાએ જવાથી આત્મહિત થતું ના હોય, અને ધર્મ થકી ભ્રષ્ટ થવાય, તે જગ્યાનો ત્યાગ કરવો. દુનિયામાં કોઇ સુખી થાય છે, કોઇ દુઃખ ભોગવે છે. તે પ્રત્યક્ષ પુણ્ય પાપનું ફલ જાણવું. કાયા અનિત્ય છે. ભાડાની કોટડી સમાન છે, ક્ષણ ભંગુર છે. સાત ધાતુથી બનેલી છે. એની વૃદ્ધિ અને હાનિ થયા કરે છે, રોગોનો પ્રવાહ કાશાની પૂંઠલ લાગ્યો છે, એ કાયાની એક દિવસ સ્મશાનમાં રાખ થઇ જશે અને તે રાખની માટી થઇ જતાં તેથી લોકો પોતાના ઘર બાંધશે–આ દુનિયામાં જેટલા મનુષ્યો જન્મ્યા તેટલા સર્વ આજ સુધી રહયા હોતતો ચાલવાની જગ્યા પણ મળી શકત નહીં. પણ કાલ સર્વનું ભક્ષણ કરતો જાય છે. મનુષ્ય દરરોજ જાણે છે કે હું મોટો થતો જાઉં છું પણ જ્ઞાની જાણે છે કે દરરોજ આયુષ્ય ખુટવાથી નાનો થતો જાય છે. જેવું શરીર અંદરનું છે તેવું બાહ્ય કર્યું હોય તો

વૈરાગ્ય થયા વિના રહે નહીં. અરણિના કાષ્ટમાં અગ્નિ વ્યાપીને જેમ રહ્યો છે તિલમાં તેલ જેમ વ્યાપીને રહ્યું છે તેમ શરીરમાં આત્મા વ્યાપીને રહ્યો છે. કોઇ મતવાદી આત્માને અણુરૂપ માને છે. પણ તે યુક્તિ વિકલ છે. અણુરૂપ આત્મા તો રૂપી ઠરે છે અને આત્મા તો અરૂપી છે. તેથી તે અણુરૂપ નથી. કેટલાક મતવાદી आत्माने વ્યાપક માને છે. પણ આત્મા વ્યક્તિરૂપે કરી વ્યાપક નથી. व्यापक અને नित्य એવા आत्माને बंधमोक्ष ઘટી શકે નહિ. કારણ કે એકાંત નિત્ય આત્માને સુખ દુઃખનો ઉપભોગ ઘટી શકતો નથી. यदाहुः नित्यस्य हि लक्षणं अप्रच्युतानुत्पन्न स्थिरैक रूपत्वम् ततो [illegible]त्मा सुख मनुभूय स्वकारण कलाप सामग्रीवशात् दुःख रुपे भुक्त तदा स्वभावने दाद नित्यत्वापत्त्या स्थिरैकरुपतो हानि प्रसङ्ग एवं दुःख मनुभूय सुख भूजा नस्यापि वक्तव्यम् નાશ ઉત્પત્તિ રહીત સ્થિર એક રૂપત્વ નિત્યનું લક્ષણ છે. જ્યારે આત્મા સુખને ભોગવી, સ્વકારણ સમુહ સામગ્રીવશે કરી દુઃખને

ભોગવે છે, ત્યારે સ્વભાવનો ભેદ થવાથી अनित्य-त्वापत्तिथी સ્થિરૈરૂપતા હાનિપ્રસંગ પ્રાપ્ત થાય છે—એ પ્રમાણે દુઃખને ભોગવી સુખને ભોગવનાર આત્મામાં નિત્ય લક્ષણ ઘટી શકતું નથી. સ્વભાવનો ભેદ થાય છે માટે કહ્યું છે કે—

**શ્લોક ॥ नैकान्तवादे सुख दुःख भोगौ नपुण्यपापेन-चबद्धमाक्षौ दुर्नोति वादव्यसनासिनैव परैर्विलुप्तंजग दप्यशेषम् ॥२७॥**

એકાંત આત્માને નિત્ય યા એકાંતે આત્માને अनित्य માનવાથી પુણ્ય, પાપ, બંધ, મોક્ષ, ઇત્યાદિ તત્ત્વ વ્યવસ્થા ઘટતી નથી. कंथाचित् आत्मा नित्य છે कंथचित् आत्मा अनित्य છે. સ્યાદ્વાદરીત્યા એ સર્વ આત્મામાં ઘટે છે. સૂક્ષ્મ બુધ્યા आत्मनित्य જાણ્યાથી સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે, દરેક તત્ત્વનું સ્વરૂપ ગીતાર્થ ગુરૂગમ દ્વારા ધારવાથી શંકાઓનો નાશ થાય છે. મનુષ્ય જન્મ પામી જેણે આત્મતત્ત્વનું સ્વરૂપ જાણ્યું નહિ, અને મોહ માયામાં આયુષ્ય પૂર્ણ કર્યું તેનું જીવતર નિષ્ફળ જાણવું.

કાળના સપાટાથી પ્રતિદિન શરીર ઘસાતું જાય છે. તોપણ આશા તૃષ્ણાઓ ઘસાતી નથી. ઉલટી વૃદ્ધિ પામતી જાય છે. અંજલી જલવત્ આયુષ્ય જલ ખુટી જાય છે. आत्मा चेत चेत. મોહમાયાનો ત્યાગ કરી આત્મ સ્વરૂપનું ચિંતન કર નિદિધ્યાસનકર. સાંસારીક પદાર્થોના મોહથી રાત્રી દીવસ ગદ્ધાવૈતરૂ કરી સ્થિર ચિત્તે કરી બેસી શકતો નથી. પણ आत्मा યાદ રાખ. करणी तेवी पार उतरणी यादृशीमातिः तादृशीगतिः વાવે તેવું લણે. વાકયોથી સાર ખેંચી ધર્મ માર્ગમાં હિત બુદ્ધિથી પ્રવૃતિ કરવી તેજ તત્વત સાર છે. યાદ રાખ કે ઘડી દીવસ પક્ષ માસ વર્ષ એમ કાલ વહેતો જતાં આયુષ્ય પૂર્ણ થઇ જશે. મનના વિચાર મનમાં રહી જશે. હાથે તે સાથે आत्मानुं પ્રમાદ કરીશ નહિ. ધર્મમાર્ગ પ્રવૃત્તિ કરકે જેથી शाश्वतपद પામીશ.

## દુહા.

**દ્રવ્ય ક્ષેત્રને કાલભાવ યોગે ધર્મ સમાય.**
**નિમિત્ત સેવો શુદ્ધ જેમ, કર્મ કલંક કટાય.**

દ્રવ્ય ક્ષેત્ર-કાળ ભાવ યોગે ધર્મ સાધી શકાય

છે. હે ભવ્યો ! શુદ્ધ નિમિત્ત કારણોને સેવો કે જે-
થી આત્માને લાગેલું કેર્મરૂપ કલંક દૂર થાય. સુજ્ઞો
યાદ રાખો કે આત્મા સારા નિમિત્ત સંયોગે ધર્મ
ધ્યાન ધ્યાવે છે. હાલના વખતમાં શુકલ ધ્યાનનો
વિરહ છે. તોપણ ધર્મ ધ્યાન તો છે. સતસંગ ક-
રવી. એ ધર્મ સાધન કરવામાં અત્યુત્તમ કારણ છે.
જેના સંગે આત્મા આર્તધ્યાન અને રૌદ્રધ્યાન ભંગ
થાય, તેની સંગતિ ત્યાગવી. જેવાં જેવાં નિમિત્ત મળે
છે તેવો તેવો આત્મા થઇ જાય છે. શિલાને સૂ-
ર્યના કિરણોનો સ્પર્શ થતાં ઉષ્ણ થઇ જાય છે, અને
રાત્રીએ શિત રૂતુમાં શીત પુદ્ગલોનો સંયોગ થતાં
શિલા ઠંડી થઇ જાય છે. તેમ આ આત્માને વૈરા-
ગીની સંગતિ થવાથી આત્મા વૈરાગ્ય પામે છે. અને
આત્માને મિથ્યાત્વીની સંગતી થતાં મીથ્યાત્વી પણ
થઇ જાય છે. નિમિત્ત કારણો પણ અત્યંત બળવાન છે.

## દુહો.

**સતસંગત જો પામીએ, પ્રગટે પુણ્ય પસાય;**
**કારણે કારજ નીપજે; વાદળને જેમ વાય.**

મોટા પુણ્યના યોગે **સત્સમાગમ** થાય છે. **સત્પુરૂષોનો** સમાગમ થતાં આત્માના શુદ્ધ સ્વભાવનું જ્ઞાન થાય છે પશ્ચાત્ આત્મા જાણે છે કે અહો મેં આટલો કાળ અજ્ઞાન દશામાં ગુમાવ્યો, હું પર વસ્તુમાં સુખની ભ્રાંતિ કરૂં છું. પણ પર વસ્તુ જે પુદ્ગલ તે મારૂં નથી. એ પુદ્ગલ દ્રવ્યની સંગતિ કરવી સારી નથી. સુવર્ણ, રૂપું, હીરા, મોતી, કર્મ એ સર્વ પુદ્ગલ દ્રવ્ય છે. તે આત્મા દ્રવ્ય નથી. તે થકી ભિન્ન છે. આત્મા પુદ્ગલ દ્રવ્યથી ભિન્ન છે. આત્મા અરૂપી છે. અને પુદ્ગલ દ્રવ્યરૂપી છે. તો રૂપી દ્રવ્ય સાથે અરૂપી જે આત્મા તેને સંગતિ કરવી ઘટતી નથી. પુદ્ગલની આત્માથી ભિન્ન જાતિ છે. અને એ પુદ્ગલ દ્રવ્ય આત્માને શત્રુ સદ્રશ છે. માટે શત્રુભૂત પુદ્ગલ દ્રવ્યની મિત્રાઇ તેમાં મમતા ભાવ કયો સુજ્ઞ માણસ કરવા ધારે. એ પુદ્ગલ દ્રવ્યની સાથે પ્રિતિ કરતાં દુઃખ પમાય એ નક્કી છે. કર્મરૂપ પુદ્ગલ દ્રવ્ય સંયોગે આત્મા પોતાનું ભાન ભૂલી ચોરાશી લાખ જીવયોનિમાં ભટકે છે. સુજ્ઞોએ યાદ રાખવું કે-**સત સંગમ** '**અત્યંત હિતકારક**

છે. શ્રી આનંદઘનજી મહારાજ કહે છે કે જેણે શાંતિ સ્વરૂપ પ્રાપ્ત કરવું હોય, તેણે **શુદ્ધ આલંબન** સેવવાં. **શુદ્ધ આલંબન આદરે. તજી અવર જંજાલરે. તામસી વૃત્તિ સવિ પરહરી. ભજે સાત્વિકી શાલરે શાતિ ॥ ૧ ॥ દુષ્ટ જન સંગતિ પરિહરી. ભજે સુગુરૂ સંતાનરે. જોગ સામર્થ્ય ચિત્ત ભાવથી ધરે મુગતિ નિદાનરે.** ઈત્યાદિ વાક્ય સત્સંગમ કરવા પ્રેરણા કરે છે. અને દુષ્ટ જનોની સંગતિ ત્યાગ કરવા કહે છે. નાટક પ્રેક્ષણ વિગેરેથી આત્મા પરભાવમાં રમી પાપની રાશિ સંપાદન કરે છે, શ્રી સદ્‌ગુરૂ સમાગમ કરવાથી આત્મા સમ્યકત્વ પામે છે. મિથ્યાત્વનો ત્યાગ કરે છે. જીવાજીવ પદાર્થનું જ્ઞાન થાય છે. એ સર્વ સદ્‌ગુરૂ સમાગમ ફળ છે. પ્રદેશી રાજા સરખા નાસ્તિક પણ સદ્‌ગુરૂ સમાગમથી **આસ્તિક** થયા તેમ બીજાઓ પણ સદ્‌ગુરૂ સમાગમથી **સમ્યકૃત્વને** પામી શકે છે. અને અનુક્રમે સંવર ભાવે આત્માને ભાવી જ્ઞાન દર્શન ચરિત્ર રૂપ રત્નત્રયીના ભોક્તા થાય છે. **એ સંત સમાગમ** સ્વપરો પ્રાપ્ત થાઓ.

## દુહા.

**ચકોર ચંદ્ર નિહાળીને, આનંદ પામે જેમ;**
**સદ્ગુરુ વાણી સુણતાં ભવિમન આનંદ તેમ ॥૧॥**

ચકોર પક્ષી ચંદ્રને દેખી જેમ આનંદ પામે છે. તેમ સદ્ગુરૂ મહારાજનું મુખ દેખતાં તેમજ તેમની વાણી સાંભળતા ભવ્ય જીવોને આનંદ થાય છે. સદ્ગુરૂને દેખી જેના મનમાં હર્ષ થતો નથી. તે દૂર ભવ્યજીવો જાણવા. શ્રી સદ્ગુરૂ થાવર જંગમ તીર્થ કરતાં પણ અત્યુત્તમ છે. કારણ કે થાવર જંગમને ઓળખાવનાર પણ શ્રી સદ્ગુરૂ છે. શ્રી સદ્ગુરૂ પુણ્ય અને પાપને ઓળખાવે છે. હેય, જ્ઞેય, ઉપાદેયને ઓળખાવે છે-દ્રવ્ય ગુણ પર્યાયનો અવબોધ શ્રી સદ્ગુરૂ કરાવે છે. નરક અને મોક્ષનું સ્વરૂપ શ્રી સદ્ગુરૂ જણાવે છે કેટલાક જીવો પોતાની મેળે પોથીયોથી વાંચી અમો તત્વ પામ્યા એમ માની બેશે છે. પણ યાદ રાખવું કે **गुरु गाम द्वारा** જે જ્ઞાન પ્રાપ્તિ થાય છે તે બીજી રીતે થતી નથી જેટલી સદ્ગુરૂ શ્રદ્ધા ભક્તિ ઓછી તેટલુંજ તેને

ધર્મ પ્રાપ્તિમાં અલ્પફળ થઇ શકે–ધર્મ પ્રાપ્તિ ગુરૂવિના થવી દુર્લભ છે–જેને ગુરૂ ઉપર શ્રદ્ધા છે, તેને થોડું જાણ્યું તો પણ ઘણું જાણ્યું. થોડું ધર્મ સેવન પણ ઘણા ફળને આપશે. ગુરૂ વિના સ્વચ્છંદીઓનો આત્મા ઉપર ક્ષેત્ર સમાન જાણવો. અને ગુરૂપર પૂર્ણ શ્રદ્ધા છે. એવા શ્રાવક યા સાધુ શિષ્યોનો આત્મા તીર્થ સદ્દશ જાણવો. સદ્‌ગુરૂ ઉપદેશથી આત્મા પોતાનું સ્વરૂપ જાણી, જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ સ્વધન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. આત્મા વિચારે છે કે મેં મિથ્યાત્વ અવિરતિ–કષાય અને યોગરૂપ અસત્ પ્રવૃત્તિથી ચતુર્ગતિમાં પુનઃ પુનઃ પરિભ્રમણ કર્યું. હવે પણ જો હું મિથ્યા પ્રવૃત્તિમાં દોરાઇશ તો સંસાર સમુદ્ર શી રીતે તરી શકીશ. આ આત્મા કામ ક્રોધાદિ શત્રુઓના વશ થશે, તો પશ્ચાત્ ચાર ગતિમાં પુનઃ પુનઃ ભટકશે હે જીવ તારે મોક્ષ સ્થાન પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો અનાદિકાળની મિથ્યા ટેવ ટાળ. વૈર વિરોધ તથા તે થવાના સંયોગોનો ત્યાગ કર. લડાઇ ટંટા ઝઘડા થાય તેમ કર નહીં. અંતરંગ રાગદ્વેષાદિ શત્રુઓનો નાશ થયે

વિના મુક્તિ મળવાની નથી. હે ચેતન તારૂં જાણ્યું ખરૂં કયારે કહેવાય કે તું જ્યારે શત્રુમિત્ર ઉપર સમભાવે વર્તે તો હે ચેતન કોઇની સાથે તું મનમાં વૈરભાવ રાખીશ નહીં. તારૂં તારી પાસે છે. તે પામવા પ્રયત્ન કર. સર્વ જીવો સિદ્ધ સમાન છે, તારો કોઇ શત્રુ નથી. એમ ચિત્તમાં ધારણ કર. ધર્મના કૃત્યોનો નાશ થાય. તેમ આચરણ રાખ નહીં. મોટા મોટા ઘણા જીવો ચાલ્યા ગયા. તેની આગળ તું શા લેખામાં છે. કલેશ સ્વપર થાય તેવા સંયોગોનો ત્યાગ કર. નહીંતો યાદ રાખ કે મરણ બાદ તારૂં કોઇ શરણ નથી. સાંસારીક ખટપટો ત્યાગીને જે મુનીશ્વરો પરનાજીવને મન વચન અને કાયાથી અપ્રીતિ નહીં કરતાં છતાં વિચરે છે, તેમને ધન્ય છે. તેમને પુનઃ પુનઃ નમસ્કાર થાઓ.—નન—વચન અને કાયાથી અન્ય જીવોને પીડા, અપ્રીતિ ઉત્પન્ન કરી હોય તો નમ્રતા લાવી હે આત્મા તું ખમાવ—જે જીવો ક્રોધ, માન, હઠ, કદાગ્રહ, કપટ, મમતા ત્યાગી આત્મા સ્વરૂપે રમે છે.હુઅને બીજાના નિંદા ક-

રતા નથી તે, અભ્યંતર શત્રુઓને જીતી સનાતન શિવપદ પ્રાપ્ત કરે છે તે પ્રમાણે સ્વપરને થાઓ.

આત્મ સ્વરૂપની પ્રાપ્તિ ન થાય, ત્યાં સુધી અનાદિ અજ્ઞાનનો નાશ થતો નથી. કહ્યું છે કે—

**देहिनोऽस्मिन्यथादेहे कौमारंयौवनंजरा,**
**तथा देहांतर प्राप्ति र्धीरस्तत्रनमुह्यति ॥**
**वासांसि गृण्हाति यथा विहाय,**
**नवानि गृण्हातिनरोऽपराणि तथा शरीराणिविहाय-**
**जीर्णान्यन्यानिसंयाति नवानि देही ॥२॥**

જેવી રીતે દેહની બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થાએ અવસ્થાત્રય નિયમાનુસાર પ્રવર્તે છે. તેમ દેહીનું પણ અન્ય દેહમાં કર્માનુસાર સંક્રમણ થાય છે. જેમ મનુષ્ય જૂનાં વસ્ત્ર કોરે મૂકી બીજાં નવાનું ગ્રહણ કરે છે. તેજ પ્રમાણે દેહી જીવ પણ એક દેહને મૂકી બીજો દેહ ધારણ કરે છે. બૃહદ્ આરણ્યકમાં અન્ય વાદીઓએ કહ્યું છે કે—**वैवाएष महानज आत्माऽजरोऽमरो मृतो भयो ब्रह्म**—( આત્મા મહા નૂઅજ, અજર, અમર, અમૃત, અભય

બ્રહ્મ છે.) કઠમાં કહ્યું છે કે—**नजायते म्रियते वा विपश्चित् अजोनित्यः शाश्वतो यंपुराणः** જે આત્મા જન્મતો કે મરતો નથી. તે અજ નિત્ય શાશ્વત અને પુરાણ છે) ઇત્યાદિ વાક્યો સમીચીન નથી. કારણ કે એકાંતે કહી માનવાથી હવે તે સંબંધી સમીક્ષા એકાંતે કરી આત્મા મહાન્ પણ કહી શકાતો નથી કારણ કે જે મતાન્‌રૂપે હોય છે, તેની **अल्पना** થઇ શકતી નથી. અને પ્રત્યક્ષ જીવોમાં **अल्पत्वता** આદિ વૈચિત્ર ભાસે છે. તેથી આત્મા મહાન પણ કહી શકાય નહી. નિશ્ચય નયે કરી જોતાં આત્મા અજ છે. તેને ઉત્પન્ન કરનાર કોઈ નથી. બ્રહ્મમાંથી જીવ ઉત્પન્ન થાય છે. એમ પણ માની શકાય નહીં. કેટલાક આત્માનો બનાવનાર ઇશ્વર માને છે. પણ તે અયુક્ત છે. કારણ કે ઇશ્વરને કંઈ જીવોને બનાવવાનું પ્રયોજન નથી. નિત્ય એવા ઇશ્વરથી જીવોત્પતિ થઇ શકે નહીં. કર્મયોગે અન્ય દેહોને ધારણ કરે છે. તેની અપેક્ષાએ આત્મા જુદા જુદા શરીરાકારે ઉત્પન્ન થયો.. એમ કહેવાય

છે. એ પ્રત્યક્ષ અનુભવ સિદ્ધ છે, अज આપદ નિશ્ચય નયની અપેક્ષાએ આત્માના શુદ્ધ સ્વરૂપનો આઘોષ કરે છે અજર અમર અભય આ દરેક द्रव्यार्थिक न पापे क्षया शुद्ध आत्मस्वरुप બોધે છે. બ્રહ્મ આ શબ્દ જ્ઞાનનો અઘોષ કરે છે. જ્ઞાન મય આત્મા છે. જ્ઞાન થકી અતિરિકત આત્મા નથી. કારણ કે જ્ઞાન એ આત્માનો ગુણ છે, ગુણીને છોડી ગુણ અન્યત્ર રહેતો નથી. જ્ઞાન ગુણથી આત્માગુણી સિદ્ધ થાય છે. આત્મા જન્મતો નથી કે મરતો નથી. આ વાકય પણ એકાંતે કરી માનવામાં આવે તો ભવ ભ્રમણ હેતુ ભૂત છે. પ્રાણના સંયોગ અને વિયોગે કરી પ્રયત્ક્ષ અનુભવાતાં જન્મ મરણને આત્મા કરતો નથી તો બીજો કોણ કરે છે. તે બતાવો; હું જન્મ્યો. હું મરૂં છું આ શબ્દનું ઉચ્ચારણ આત્મા કરે છે. માટે જ્યાં સુધી કર્મવડે કરી યુક્ત આત્મા છે. ત્યાંસુધી પોતે જન્મ મરણ કરે છે. અને તે ઉપર કહેલા બે શ્લોકોથી જે જન્મ મરણની સિદ્ધિ થાય છે. જ્યાં સુધી જી-

વને કર્મ લાગ્યાં છે. ત્યાંસુધી પોતે જન્મ મરણ ધારણ કરવાનોજ સંસારી જીવોને જન્મ મરણ ધારણ કરવાનો જ. સંસારી જીવોને જન્મ મરણ થયા કરે છે, અને જ્યારે આત્મા કર્મ રહીત થઈ શાશ્વત પદ પામે છે, ત્યારે જન્મ મૃત્યુ પામતો નથી, એમ અર્થ કરવામાં આવે તો તે સત્ય છે. આમ અર્થ કર્યા વિના તે વચનો અસત્ય સમજવાં. જીવએકાંતે નિત્ય પણ નથી. કારણ કે એકાંતે નિત્ય આત્માને બંધ મોક્ષનો સદ્ભાવ ઘટતો નથી. અને બંધ મોક્ષ તો આત્માને છે. માટે નિસ્યાડ नित्य આત્માસે માનવો યુક્ત સિદ્ધ કરે છે. અને તે પ્રમાણે શ્રી સર્વજ્ઞ મહારાજા કહે છે. તે સત્ય છે. વળી કેટલાક માને છે તે બતાવે છે. **येवेके चाह्नालक्षो काल्प्रयान्ति चन्द्रमस मवते सर्वे गच्छति** ( જે કોઇ આ લોકમાંથી જાય છે. તે ચંદ્રમ.માંજ જાય છે. ) આમ અજ્ઞ જીવો માને છે. **तस्माल्लोकात् पुनैरत्यस्मै लोकाय कर्मणे** ( તે લોકમાંથો તે પાછો આ લોકમાં કર્મને માટે આવે છે ) આ વાકય ઉપરથી આત્માને કર્મ લાગે છે. આત્મા એક ઠેકાણે

થી બીજે ઠેકાણે ગમન કરે છે. ત્યારે **आत्मा सक्रिय** પણ ઠરે છે. ત્યારે સિદ્ધ થયું કે **आत्मा** કર્મનો કર્તા છે. અને આત્મા ભોકતા છે. અને આત્મા કર્મ કરી સંક્ષપિત થાય છે. અને આત્મા કર્મ થકી મૂકાય છે ( હવે તે વિષે **समीक्षा** આત્મા મરીને ચંદ્રમામાં જતો નથી. ચંદ્રમાને લોક માનવો પણ અસત્ય છે. લોક તો ત્રણ છે. **उर्ध्वलोक, अधोलोक, तीर्छो लोक वा चतुर्दश रज्ज्वात्मक लोक** એ વિના ચંદ્રમાનેજ લોક માનવો તે ખોટું છે. દરેક મનુષ્યો મરી ચંદ્રમામાં જતા નથી હવે ચંદ્ર વિષે વિચાર કરીએ. આ પ્રત્યક્ષ દેખાતું ચંદ્રનું વિમાન રત્નમય છે તેની અંદર ચંદ્ર દેવતાનો વાસ છે. તેનું શરીર આપણા હાથથી વિશેષ નથી. બાજા પણ કેટલાક દેવો ચંદ્ર વિમાન છે. સારાં કર્મ કર્યાં હોય તો કોઈ જીવ ત્યાં ઉત્પન્ન થાય છે. પણ સર્વ મરીને ત્યાં જતા નથી. જુદા જુદી ગતિમાં કર્માનુસારે જીવો ઉત્પન્ન થાય છે માટે સર્વ જીવોમાં ચંદ્રમામાં જાયે છે. એમ કહેવું અસત્ય ઠરે છે.

ध्यानं दुःखनिधान मेवतपसां,
संतापमात्रंफल स्वाध्यायोऽपिहिबंधएव
कुधियातेऽभिग्रहाः कुग्रहाः ॥
अश्लाध्या खलुदान शील तुलना
तीर्थादियात्रा वृथा सम्यकत्वेन
विहीन मन्यदपियत्तत्सर्वमंतगडुः ॥

ભાવાર્થઃ—સમ્યકત્વ એટલે દેવગુરૂ ધર્મની શ્રદ્ધા તે વિના ધ્યાન તે દુઃખનો ભંડાર છે. અને સમ્યકત્વ વિના તપશ્ચર્યા પણ સંતાપ માત્ર છે. સમ્યકત્વ વિના સ્વાધ્યાય પણ બંદીખાના રૂપ છે. ખરાબ બુધ્યા જે કંઇ અભિગ્રહ ગ્રહણ કરવો તે પણ કુગ્રહ બરોબર છે. અને સમ્યકત્વ વિના દાન શિલાદિ પણ અપ્રશંસનીય છે. સમ્યકત્વ રહીત થઇ અન્ય જે કંઇ કાર્ય કર્યું તે ગડગુંબડ તુલ્ય છે. માટે ભવ્યજીવો એ સમ્યકત્વની પ્રાપ્તિ માટે સદુધમ પુનઃ પુનઃ કરવો. શ્રી જીનેશ્વર કથીત તત્વ પામ્યા વિના સમ્યકત્વ એટલે શું તે પણ જાણી શકાતું નથી. માટે જીનાજ્ઞા વિધિ મૂજબ મોક્ષ ત-

ત્વાભિલાષીઓએ શ્રી સ્યાદ્વાદવાણીનો લાભ શ્રી સદ્‌ગુરૂ દ્વારા લેવો. મનુષ્ય જન્મ પામ્યા છતાં પણ વીતરાગ વચનથી પરાઙ્મુખ રહેવાય તો મોટી દુર્દશા જે પુરૂષોને જૈન ધર્મનો યથાર્થ બોધ નથી તેમને વિવેક રૂપનયનનો પ્રાદુર્ભાવ થતો નથી--અને યથાર્થ વિવેક વિના સંસાર અસાર ભાસતો નથી. અને આત્માની મુક્તિ થતી નથી. **आत्मा परमात्मारूप** છે. એમ દૃઢ સદ્‌ગુરૂ વચનથી શ્રદ્ધા થતાં અન્ય સર્વ પ્રપંચ રૂપ ભાસે છેઃ અને **अध्यात्म शांति प्राप्त** કરવાજ ઇચ્છા થાય છે. કહ્યું છે કે—

## દુહા.

જાણ્યું આત્મા સ્વરૂપ જબ, તબ શિવ સુખની આશ; આત્મ સ્વરૂપ જાણ્યા વિના, હોવે ન કર્મનો નાશ ॥ ૧ ॥ આત્મસ્વરૂપના જ્ઞાનથી, એહ સંસાર અસાર, વિષયો વિષસમ ભાસતા, ઉદાસીનતા ધાર. ॥ ૨ ॥ માન મોટાઇ જગતની. આખર નાવે સાથ; પરભાવમાં રાચવું, બાવળને જ્યું બાથ. ॥ ૩ ॥ જગમાં જશને કારણે ચાલે સારી ચાલ; પણ સાથે



નહીં આવશે, આત્મા સ્વરૂપ નિહાળ. ૪ બહોત ગઇ થોડી રહી. ચેત ચેત જીવ ચેત; શરીર છૂટી જાવશે કાળ ઝપાટા દેત. ૫ નજરે નારી દેખતાં, મૃત્યુ પામે અનેક, આશા મોટી શું કરે, ભૂલ્યો ભાન તું છેક. ૬ સ્વાર્થપણું સંસારમાં, મનમાં ખૂબ વિચાર; ધર્મ ધ્યાન ચિત્ત ધારતાં તરીએ ભવજલ પાર. ૭ ચેતન ચેતો ચિત્તમાં, જાવું છે એકદિન; મોહે મત ભૂલા પડો, થાવો ધરમે લીન. ૮ આત્મ સો પરમાત્મ છે, તેનું ધરજો ધ્યાન; આપો આપ વિચારતાં, વાગે જિત નિશાન. ૯ એકીલો તું આવીયો, એકીલો તું જાઇશ, પરને પોતાનું કરી, અંતે પસ્તાઇશ. ૧૦ આજ કાલ કરતાં થકાં, દિવસ ચાલ્યા જાય; મોહે ઘેર્યો આત્મા, પરભવમાં દુઃખ પાય. ૧૧ સ્યાદ્વાદરીત્યા આત્મની, સ્વરૂપ પ્રાપ્તિ થાય; જન્મ જરાદિક દોષ સબ, નાશ થતાં શિવ પાય. ૧૨ સ્વાદ્વાદરીત્યા આત્મા પ્રાપ્તિ કરતાં વિકલ્પની સંકલ્પની શ્રેણીઓ નાશ પામે છે. આધિ વ્યાધિ અન ઉપાધિઓ નાશ પમે. આત્માને સત્ અસત્ આદિ પક્ષોથી જાણવો જોઇએ. સંસારમાંથી

નિવૃત્તિ થયા બાદ આત્મા ગુણની પ્રવૃત્તિ થાય છે. આત્માના અનંત ગુણો આત્મતત્વ નિર્મળ થવાથી આવિર્ભાવ થાય છે. સમયે સમયે આત્મોપયોગ થવો જોઇએ. હે આત્મા તું મોહદશાનો ત્યાગકર. પાંચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષયોથી વિવરક્તથા સાંસારિક સુખને કાકવિષ્ટા સમાન જાણી સચ્ચિદાનંદ આત્મ સ્વરૂપ પ્રાપ્ત કરવા પ્રયત્નકર. ત્રૈલોક્યના સુખ કરતાં પણ આત્માનું એક ક્ષણનું સુખ અધિકછે. એ આત્યાંતક સુખ બજારમાં ગિરિમાં, ગુફામાં, નથી કિંતુ આત્મામાં છે, અને તે જ્ઞાન ગુણે કરી લક્ષ્યાય છે. આત્મા ઉપર પ્રીતિ થતાં બાહ્ય પદાર્થો પરથી મમતા ઘટે છે, અને સમતા આત્મામાં પ્રગટે છે. રોવું, શોક, હાસ્ય, ક્રોધાદિક, એ સર્વ દોષનો આત્મ આત્મ તત્ત્વ જ્ઞાનથી નાશ થાય છે. હજારો પુસ્તકો વાંચો વા કળામાં કુશળ થાઓ, પણ જ્યાં સુધી આત્માને વ્યવહાર નિશ્ચય નયે કરી જાણ્યો નથી, ત્યાં સુધી શી રીતે ભવજલપાર પામી શકાય. શ્રી જીનેશ્વર મહારાજાએ પ્રરૂપેલાં નવ તત્વનો સમ્યગ્રીતે

અવબોધ થતાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. માટે રે જીવ કેમ તે જાણવા પ્રયત્ન કરતો નથી, અરે તેં પ્રમાદ દશામાં આત્મહિત ખોયું આત્મા સ્વઉપયોગે જાગ, જાગ. પરભાવ ત્યાગકર સ્વ સ્વભાવમાં રમણકર. અસ્થિર સંસારમાં જીંદગીનો ભરૂસો નથી. કેઇ ચાલ્યા કેઇ ચાલશે. હાથે તે સાથે. શું સંસારમાં કોઇના ઘર, હાટ, પુત્ર, પરિવાર, પોતાનાં થયાં છે; ના, નથી થયાં. તો તારા શી રીતે થવાનાં. શ્રદ્ધા ભક્તિથી સદ્‌ગુરૂ વચનામૃત હ્રદયમાં ધારણ કર ! પ્રાણથી પણ પ્યારા શ્રી સદ્‌ગુરૂને મોક્ષ પ્રાપ્તિના ઉપાયોની પૃચ્છા કર. શત્રુ મિત્ર ઉપર સમભાવ ધારણ કરીને ઉદાસીન ભાવે રહે, ક્યાં ક્રોધ કરે છે, ક્યાં માન કરેછે. કેમ કપટ કરે છે કોની ઉપર મમતા કરેછે. કોનાથી તું મોટો છે, તેનો વિચાર, કર, સર્વે આત્મા સિદ્ધ સમાન સત્તાએ છે. સર્વ જગત્ અજીવ અને અજીવથી પરિપૂર્ણ છે અનંતા જીવો છે. તેમાં તું એકલો શા હિસાબમાં છે. ચોરાશી લાખ જીવયોનિ પુનઃ પુન ભમતાં તારૂં કોઇ સ્થાન થયું નથી. તે શા કારણથી

આ મારૂં અને આ તારૂં એમ મિથ્યા ભાવથી બં-
ધાય છે. આજકાલ સાંજ સવાર કરતાં આયુષ્ય ખૂટે
છે. ક્ષણ ક્ષણમાં આત્મોપયોગ કરી જે જીવ આત્મા
ધ્યાન કરે છે. તે પરમ પદમાં પામે છે, એમ જે
કરશે તેપણ પામશે.

**अंहकर्तेत्यहंमान महाकृष्णाहिदंशिनः**
**नाहंकर्तेतिविश्वासा मृतंपीत्वासुखीभव ॥ १ ॥**

હું કર્તા છું, મારા વિના બીજાથી આ કાર્ય થઇ
શકે નહીં, કુટુંબનું ભરણપોષણ પણ હું કરૂં છું મા-
રાથી સર્વ જીવી શકે છે. સર્વથી મોટો હું છું મારી
શક્તિ અત્યંત છે, ઇત્યાત્મક અભિમાન રૂપ મહા
કાળા સર્પથી દંસાએલ આત્મા કર્મની વર્ગણાઓ
ગ્રહણ કરી વિચિત્ર શરીર ધારણ કરી નાની ગતિ-
માં સુખ દુઃખાનુભવ કરતો ભટકે છે, અને તેજ
આત્મા જ્યારે એમ ચિંતવે કે-હું પરવસ્તુનો કર્તા
નથી. પરવસ્તુમમ આપત્ત નથી. પરપૌદ્ગલિક વ-
સ્તુની વૃદ્ધિથી મારી વૃદ્ધિ થતી નથી અને તેના
નાશથી મારો નાશ થતો નથી. સુવર્ણ, રૂપું, રત્ન

મણિકયના મેરૂ પર્વત સઘળા ઢગલાઓ મને પ્રાપ્ત થાય તો પણ તેથી હું મોટો થઈ શકું નહિ. અને તદ્દ્વારા હું સુખાભનુંવ કરી શકું નહિ, આત્મા કર્મોનો કર્તા અને ભોક્તા પણ **આત્માની અશુદ્ધ પરિણતિથી** છે, ત્યાં સુધી જન્મ જરા મૃત્યુ આદિ દુઃખોથી **આત્મા** દુઃખી થાય છે. પણ હું કોઇ વસ્તુનો કર્તા નથી, આમ નિર્મળ બુદ્ધિ થતાં **નાહંકર્તા** આ વાક્ય રૂપ અમૃતનો સ્વાદ લેઇ આત્મા નિર્વિષમય બને છે. જ્યાં સુધી આત્મા હું કર્તા પરવસ્તુનો છું એમ માને છે. ત્ટાં સુધી તે ભવમાં પુનઃ પુનઃ પરિભ્રમણ કરે છે **નાહંકર્તા** આ વાકયામૃત વિના બીજા અમૃતથી કદાપિ આત્મા **અમરત્વ** પામી શકતો નથી. આ વાકયનો સમ્યગ્ અર્થ સમ્યગ્ દ્રષ્ટિ જીવને પ્રાપ્ત થાય છે અને તેની પ્રાપ્તિ થતાં આત્માને પરવસ્તુના નાશથી શોક થતો નથી. અને તે બાહ્ય કોઇ પદાર્થની સિદ્ધિ કરો તો પણ તેને **અભિમાન** પ્રાપ્ત થતું નથી. કોઇ કાર્યમાં ફતેહ મેળવતાં એમ વિચારે કે **આ આત્મા** તત્ કાર્યમાં **નિમિત્તકારણ** છે. વિષયાદિમાં પણ આ વાકયને

જાણે છે. તેની પ્રવૃત્તિ થતી નથી. મનમાં એમ વિચારે કે એ વસ્તુનો કર્તા હું નથી તો તેનો ભોકતા કેમ બનું; એમ પુનઃ પુનઃ તેજ વાકયનું સ્મરણ કરતાં મોહમદિરા પણ ઉતરી જાય છે. અને **સમભાવ** વહે છે. વળી કહે છે.—

**आत्मानं रथिनाविद्धि शरीरंरथमेवतु,**
**बुद्धिंतुसारार्थिंविद्धि मनःप्रग्रहमेवच ॥ १ ॥**
**इंद्रियाणिहयानाहुर्विषयांस्तेषुगोचराआत्में-**
**द्रियमनोयुक्तंभोक्तेत्याहुर्मनाषिणः ॥ २ ॥**

ગુરૂ શિષ્ય પ્રતિ ઉપદેશે છે કે–હે શિષ્ટ તું આત્માને રથી જાણ. શરીરને રથ જાણ, બુદ્ધિને સારથી જાણ, મનને લગામ તુલ્ય જાણ, ઇંદ્રિયોને ઘોડા જાણ, વિષયોને કુમાર્ગ જાણ, બુદ્ધિરૂપ સારથી ઇંદ્રિયરૂપ ઘોડાએ વિષયરૂપ કુમાર્ગથી મનરૂપ લગામથી ખેંચી **સાધુ વા શ્રાવક ધર્મ રૂપ માર્ગમાં** આત્મારૂપ રથીને શરીરરૂપ રથદ્વારા વહન કરાવે તો મુક્તિ નગરની ઝટિતિ આત્મા પ્રાપ્તિ કરે. આ શ્લોકનો સમ્યગ્ દ્રષ્ટિ યથાર્થ અર્થ જાણી શકે છે.

અને સ્વાત્મહિતમાં પ્રવૃત્તિ કરે છે, મન ઇંદ્રિયો કરી સહિત આત્માને **સંસારી** કહે છે. પણ જ્યારે મન ઇંદ્રિયથી પૃથક્ આત્મા થાય છે. ત્યારે તેને **પરમાત્મા સિદ્ધ બુદ્ધ** કહે છે. આત્માનું **સત્ અસત્ નિત્ય અનિત્ય આદિ** વિકલ્પોથી જાણી શરીર મન વાણી લેશ્યાથી આત્માને પૃથક્ જાણે, એવા આત્માને **અંતરાત્મા** કહે છે, જીનાજ્ઞા મુજબ જીવોકતતત્ત્વ ભણ્યા વિના યથાયોગ્ય **અંતરાત્મત્વ** પ્રાપ્ત થતું નથી, અને **જિનોક્તતત્વ** જ્ઞાન વિના હઠ સમાધિથી કંઈ પણ **આત્મહિત** થતું નથી. **अतएव अंतरात्मपदप्राप्त्यर्थम् सम्यक्त्वं ज्ञातव्यं** શરીરની પુષ્ટિ થતાં પોતાની પુષ્ટિ માને શરીર રોગી થતાં પોતાને રોગી જાણે, શરીરનો નાશ થતાં પોતાનો નાશ જાણે. શરીરથી પૃથક્ **આત્માને** માને નહીં, અને તેનું નાનપણ હોય નહીં, અને તેનું જ્ઞાન પણ હોય નહીં, એવા જીવોને **બહિરાત્મ**પણું હોય છે, તેના બહિરાત્મિયો મિથ્યાત્વી જાણવા. તેવા જીવો ગમે તો રંક તરીકે હોય. અગર શેઠ શાહુકાર પ્રધાન રાજા મોટા વિદ્વાન તરીકે હોય, તો પણ ચાર

ગતિમાં પુનઃ પુનઃ પર્યટન કરશે. રાગ દ્વીષ—કલહ—મારૂં તારૂં ઇત્યાદિ દોષના ધારણ કરનારાઓ બહિરાત્મિ જીવો હોય છે. તેમને જન્મ જરા મૃત્યુના રોગો લાગુ રહે છે. તેવા બહિરાત્મિ જીવોને રાગ દ્વેષ લાગ્યો રહે છે. અને તે જીવો સદ્દગુરૂનું વચન નહીં માનતાં તેમની નિંદા કરી ભારે થાય છે, અને પોતાને મોટો માને છે, તેનું ફળ એજ થાય છે. નરક નિગોદનાં રૈરવ દુઃખ ભોગવવાં પડે છે, માટે હું કર્તા આદિ અભિમાનનો ત્યાગ કરી આત્મા પોતાને શરીર વાણી મન ઘર પુત્ર સ્ત્રી થકી જુદો જાણી પોતાના સ્વભાવમાં રમે અને પરસ્વભાવનો ત્યાગ કરી શ્રી સદ્દગુરૂને સેવી આત્મહિતમાં પ્રવૃત્તિ કરશે, તે અજરામરપદ પામશે.

શ્લોક नाहंदेहश्चिदात्मेति बुद्धिर्विद्येतिभण्यते अंविद्यासंसूतेर्हेतु विंद्यातस्यानिवर्तिका १ હું દેવસ્વરૂપ નથી, પણ હું શરીરમાં કર્મ સંયોગે રહ્યો છતો પણ તે થકી ન્યારો જ્ઞાનદર્શન ચારિત્ર ગુણવિશિષ્ટ છું. અનંત ગુણનો હું ભોક્તા છું. સર્વ વસ્તુનો જ્ઞાતા

હું છું, आत्मव्यक्तिथी હું સર્વત્ર વ્યાપક નથી, હું अमूर्त છું. એમ શુદ્ધ આત્મસ્વરૂપ ધ્યાવું તેનું नाम विद्या યા ज्ञान છે. વ્યવહાર અને નિશ્ચયનયાનુસારે आत्मस्वरूप તથા જીનોક્ત તત્વનો યથાયોગ્ય અવબોધ. તેનું नाम ज्ञान જાણવું. મતવાદીઓ તેને विद्या નામે આઘોષે છે. હું દેહ છું. ઇત્યાત્મિકા બુદ્ધિને अविद्या કહે છે, પંચભૂત થકી અતિરિક્ત आत्मा નથી. પંચભૂતથકી શરીર બન્યું છે, અને તેમાં आत्मा નથી. પંચભૂતથકી શરીર બન્યું છે, અને તેમાં चैतन्यशक्ति ઉદ્ભવે છે. શરીરનો નાશ થતાં તેનો નાશ થાય છે. એમ માનવું તે अज्ञान ( अविद्या ) છે, અને તે અજ્ઞાનથી સાંસારિક વિષયોથી નિવૃત્તિ થતી નથી. ઉલટી તેમાં प्रवृत्ति થાય છે. હું દેહમય છું. આવી બુદ્ધિ જ્યાં સુધી છે. ત્યાં સુધી પહેલું ગુણઠાણું જાણવું. તેવા જીવોની મુક્તિ થતી નથી. અલબત તેનું અજ્ઞાન संसार परंपरावृद्धि हेतु છે. ભવભયભીરૂ ભવ્ય પ્રાણિઓએ એ અજ્ઞાનનો નાશ થવા સદ્ગુરૂ સંગતિ કરવી, અને શ્રી સદ્ગુરૂ દ્વારા અનાત્મ વસ્તુમાં થતી आत्मभ्रांतिરૂપ अविद्यानो ધ્વંસ

કરવો, અને શ્રી સદ્ગુરૂને આત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે વિનયથી અશઠ ભાવે તત્ત્વ ગ્રાહક બુદ્ધયા પ્રશ્ન પૂછવા. હે સદ્ગુરૂ આત્મા આ સંસારમાં શા હેતુથી પરિભ્રમણ કરતો નાના શરીર ધારણા કરે છે. પ્રશ્નોત્તરમાં શ્રીમદ્ગુરૂ કૃપા લાવી શિષ્ય પ્રતિ કહે છે કે હે શિષ્ય આ આત્મા શુદ્ધ સત્તાએ એ સિદ્ધ સમાન નિર્મળ છે, પણ અનાદિકાળથી પુદ્ગલાત્મક કર્મ સંયોગે સ્વસત્તા હારી તથા સ્વભાન ભૂલી કર્મોદય પ્રમાબ નાના શરીર ધારણ કરે છે. અને શરીરમાં વ્યાપીને આત્મા રહે છે. પુણ્ય અને પાપ પ્રકૃતિ રસવિપાકથી શાતા અશાતા ભોગવતા ઉચ્ચનીચ કૂલમાં જન્મ લેતો પર્યટન કરે છે. પંચભૂત થકી આત્મા ભિન્ન છે. ક્રોધાદિકથી આત્મા શુભાશુભ કર્મ વર્ગણાઓ ગ્રહી જડ સંયોગે જડ બને છે. ક્રોધ મહા અનિષ્ટ છે; કોઇ મનુષ્યનો અપરાધ થવાથી ક્રોધનો આ વિભાવિ થાય છે, અને તેથી સમીપ રહેનારાં મનુષ્યોને તેમજ અન્ય મનુષ્યોને વિષસમ કઠોર વચન ક્રોધથી કહેવાં પડે છે, લાંબા વખતની મિત્રતા પણ ક્રોધથી તૂટે છે. અન શત્રુતા પ્રગટે છે. ભૃકુટિ ચડેલું

અને લાલ નેત્રવાળું મુખ ક્રોધથી બનતાં બીજાઓને ત્રાસ થાય છે, ક્રોધથી મુખમાં જે જે શબ્દો આવે તે બોલતાં જરા પણ સંકોચ થતો નથી. તેના વિકરાળ મુખથી નિકળતી શબ્દ જ્વાળા અન્યનું હૃદય દહે છે. અગ્નિ તો અન્યને બાળી પોતે નિર્વાણ થઈ જાય છે. પરંતુ ક્રોધ તો તીડની પેઠે ક્રોધ સંતતિ મૂળ મજબૂત કરી પોતાના આધારનો નાશ કરતાં પોતે નાશ પામતો નથી. પોતાનું નુકશાન કરવાથી અગર પોતાની નિંદા કરવાથી યા પોતાનું અપમાન કરવાથી ક્રોધની ઉત્પત્તિ થાય છે; ૧ **अनंतानु वंधी** ૨ **प्रत्यारव्यानी** ૩ **अप्रत्यारव्यानी** અને ૪ **संज्वलन** આ ચાર પ્રકાર ક્રોધના છે. અનંતાનુબંધી ક્રોધ જીવતાં પર્યંત રહે છે. ક્રોધથી અસત્ય વદવું પડે છે. ક્રોધથી અન્ય જીવોનો નાશ થાય છે, ક્રોધથી અનંત પાપ કર્મ ગ્રહાય છે. માટે હે શિષ્ય જો તારે કર્મ થકી રહીત થઇ **स्व स्वरुप**ની પ્રાપ્તિ કરવી હોય તો **उपशमभावे आत्मा**ને ભાવી ક્રોધ શત્રુનો નાશ કર જે વખત એમ ચિંતવન કરે કે હે આત્મા તું અન્ય ઉપર ક્રોધ કેમ કરે છે તારૂં બગાડવાં કોઇ સમર્થ

નથી. તારૂં **અનિષ્ઠ** સ્વકૃત અશુભ **કર્મોદયથી** થાય છે, અન્ય તેમાં **નિમિતમાત્ર** છે. ક્રોધ કરવાથી તું કર્મ ગ્રહણ કરી વિવિધ દુઃખ પામીશ, માટે આ વખતે **શમભાવે** ત્યાગ કરી ઉપશમ ભાવે રહેનારા જીવો મુક્તિ ગયા, જાય, અને જશે, માટે હે શિષ્ય એ પ્રમાણે ક્રોધનો ત્યાગ કરી **શમ**ભાવે રહેવું. તેમાં **આત્માહિત** છે.

વળી સદ્દગુરૂ મહારાજ શિષ્યને કહે છે કે-હે શિષ્ય રાગાદિક શત્રુઓનો વિનાશ સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ વિના થતો નથી. **આત્મસ્વરૂપ** જાણીને તન્માર્ગે પ્રવૃત્તિ કરવાથી સ્વતઃ કર્મકલંક વિખરે છે. **અજ્ઞાનાવસ્થામાં** તો સ્વભાવ નહીં હોવાને લીધે સંસાર વૃદ્ધિ ભૂત હેતુઓને સેવવામાં પ્રવૃત્તિ થાય છે. **યતઃ અન્નાણંધોજીવો પડિઓમોહાડવિપ મંજ્જમિ નાણયહંઅલહંતો કુંદરકંજેનપાવેઇ ॥** અજ્ઞાને કરી અંધ બનેલો જીવ મોહઅટવીમાં પડયો છતો શું દુઃખ નથી પામતો? અલબત સર્વ દુઃખ પામે છે, અનંતકાળ અજ્ઞાનાવસ્થામાં ગયો. હજી જો સદ્દગુરૂ વિનયદ્વારા

જીવ સ્વરૂપનું જ્ઞાન નહીં મેળવે તો કોણ જાણે કયાં સુધી સંસારમાં પરિભ્રમણ કરશે. માટે દેહનો સંગ ત્યાગ કરવાની તિવ્રરૂચિ થઇ હોય તો હે શિષ્ય—તું સદ્ગુરૂનો વિનય કરી જીવોક્તકથિત સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કર. यत: विणओसव्वगुणाणं मुलंसंनाणदंसणाइणं मुरकस्सयते मूलं तेणविणिओ रहपसथ्थो ॥ १ ॥ विणओ सासणेमूलं विणओ संजओभवे विणयाओ विप्पमुक्कस्स कओधम्मो कओतवो ॥ २ ॥ સર્વ ગુણોનું મૂળ વિનય છે. વિનયવાન્ સર્વ ગુણવાન્ થાય છે. જ્ઞાન દર્શનની પ્રાપ્તિ પણ વિનયવિના દુર્લભ છે. મોક્ષમાર્ગનું મૂળ વિનય છે. જેમ મૂળ વિના વૃક્ષ હોય નહીં. તેમ વિનય વિના બીજા ગુણોની પ્રાપ્તિ થાય નહીં. જૈનશાશનનું મૂળ વિનય છે. વિનયવિના પ્રાણીનો ધર્મ અને તપ કયાંથી હોય. અલબત આ સર્વ વાકયો સદ્ગુરૂનો વિનય કરવો તેમ આદેશે છે.

ગુરૂનું વચન અંગીકાર કરવું. તેમના આદેશનો ભંગ કરવો નહીં. ભક્તિ અને બહુમાન પૂર્વક શ્રી સદ્ગુરૂને સેવવા તેમની નિંદા પ્રાણાંતે પણ કરવી નહીં.

સદ્‌ગુરૂ ગુણોને પ્રશંસવા. જેની સદ્‌ગુરૂ તરફ ભક્તિ નથી તેની દેવ તરફ ક્યાંથી હોય. શ્રી સદ્‌ગુરૂ જંગમ તીર્થ છે. તેમના વિનયથી સાક્ષાત્ અને પરંપર બે ફળ થાય છે. यतः विणयाओनाणं नाणाओ दंसण दंसणाओचरणं चरणाहिंतो मुख्खो मुख्खे सुख्खं अणाबाहं ॥ વિનયથી શ્રી સદ્‌ગુરૂ પ્રસન્ન થાય છે. અને તેમની વિનેયપ્ર પ્રતિ કૃપાદૃષ્ટિ રહે છે. તેથી તેને જ્ઞાન ખરા દિલથી આપે છે. જ્ઞાનથી પ્રાપ્તિ થતાં દર્શનની પ્રાપ્તિ થાય છે. અને શ્રદ્ધા પૂર્વક દર્શનથી ચારિત્રની પ્રાપ્તિ થાય છે, અને ચારિત્રથી મોક્ષની પ્રાપ્તી થતાં આત્મા અનંતસુખનો ભોક્તા થાય છે. માટે હે શિષ્ય વિનયતત્પર રહેવું. અનાદિકાળથી આત્મા અને કર્મનો સંબંધ ક્ષીરનીર સંયોગવત્ થયો છે. મોહોદયે આત્મા અશુદ્ધ પરિણતિમય થઇ કર્મ સંચેય કરે છે. અને તેથી પરભાવનો કર્ત્તા બને છે. અહિતમાં મોહથી આત્મા પ્રવૃત્તિ કરે છે. यतः अनादि कर्म युक्तत्वात् तन्मोहात् संप्रवर्तते अहितुद्ध प्यात्मनः प्रायो व्याधि पीडित चित्तव त् ॥ १ ॥ અહિત કાર્યમાં આત્મા કલિષ્ટ કર્મો

દયથી પ્રવર્તે છે. અને તેથી પશ્ચાત્ ક્લિષ્ટ કર્મોપાર્જન કરે છે-વ્યાધિ પીડિત મનુષ્ય જેમ અપથ્યને અહિત તરીકે જાણતાં પણ મોહથી અપથ્યનું ભક્ષણ કરી દુઃખરાશિને ભોગવે છે.-તેમ **અશુદ્ધ પરિણામ વિશિષ્ટ આત્મા** અકાર્યમાં પ્રવૃત્તિ કરતો છતો જન્મ જરા મરણના દુઃખની પરંપરાને વધારે છે. મોહમદિરાથી જીવ સ્વસ્વરૂપ ભૂલી મૂઢ બની પરવસ્તુને પોતાની માને છે-નાચે છે, કૂદે છે, રડે છે, કુટાય છે, પીટાય છે, દેવને કુદેવ માને છે, કુદેવને દેવ માને છે, ગુરૂનો અનાદર કરે છે, **ધન ધાન્યાદિકના** ફક્ત સંચયથી પોતાને સુખી માને છે. પુત્ર જન્મથી હર્ષ માને છે. વળી તેજ પુત્ર મરણથી રૂદન કરે છે. સ્ત્રીને પરણી સુખી પોતાને માને છે. પશ્ચાત્ તેના મરણથી દુઃખી બની શોક કરે છે. જડ સ્વરૂપ બાહ્ય પદાર્થોને પોતાના માની મલકાય છે—એ સર્વ મોહનો પ્રભાવ છે. બાજીગરની બાજીની પેઠે આ સાંસારિક વસ્તુઓની સ્થિતિ છે તેની માયામાં મોહી અજ્ઞાની જીવ રાત્રી દિવસ મારૂં તારૂં કરતાં ફસાય છે-સર્વ જગત્ મોહથી મુંઝાયું છે.

વીરલા આસન્ન ભવ્યાત્માઓ સ્યાદ્વાદ ધર્મને જાણી મોહમહા મલ્લનો પરાજય કરે છે, બાહ્ય ક્ષણિક વસ્તુઓમાં રાગદ્વેષ નહીં ધરનારા જીવો મોહને હઠાવી સિદ્ધિપદ પામ્યા પામે છે, અને પામશે. માટેજ કાયાની માયા અસાર જાણી જે ભવ્યો આત્મહિતમાં પ્રવૃત્તિ કરે છે. તે સદ્ગતિ પ્રાપ્ત કરે છે.

यथा सुनिपुणो नित्यः परदोषेक्षणेरतः तथा चेन्निपुणः स्वेषु कोनमुच्येत बंधनात् ॥ १ ॥ પારકા દોષ જોવામાં નિત્ય જે ચતુરાઇ વાપરવામાં આવે છે. તે જો પોતાના દોષ જોવામાં વાપરે તો કોણ આ સંસાર બંધનથી મુક્ત થાય ? દરેક આત્માઓ પ્રતિક્ષણે મનોવ્યાપારે કરી યુક્ત હોય છે, જેવા જેવા સંયોગો જીવ પામે છે. તદનુસારે સારી યા નઠારી પ્રવૃત્તિમાં પ્રવર્તે છે. અશુભ સંયોગથી જીવને ઘણું ખમવું પડે છે. નિંદા ચોરી વ્યભિચાર હિંસા વ્યસન આદિ અશુભ સંયોગથી પ્રાપ્ત થાય છે. તેજ કારણથી સર્વજ્ઞ મહારાજા સત્સંગમનું અત્યંત ફળ દર્શાવે છે. શ્રી સદ્ગુરુના સમાગમના સમાન અન્ય

सत्संगति बीजी नथी. मोक्षनी प्राप्तीमां, गुणनी प्राप्तीमां, धर्मनी प्राप्तीमां, विनयनी प्राप्तीमां, विवेकनी प्राप्तीमां, सम्यक्त्वनी प्राप्तीमां, सत्संगमनी मुख्यताओ जरूर छे—

## दुहा.

स्त्रीधनपुत्रकुटुंबसब प्राप्तितेनीसहेल:
भाव चिंतामणी सारिखी, सत्संगममुश्केल. ॥१॥
सद्संगति सद्गुरुतणी, करतां नाशे पाप;
क्लेश शोक संतापसहु, नाशे आपाआप. ॥२॥
तनु मन धनथी गुरुतणी, भक्ति करो धरी भाव;
भवजल पार पमाडवा, श्री सद्गुरु छे नाव॥३॥

अनादि भवसंचित पापकर्म पण श्री सद्गुरुनी संगतथी टळे छे. श्री सद्गुरुनी पासे जतां प्रथम तो विनयनी उत्पत्ति थाय छे. अने त्यारबाद श्री गुरुना उपदेशामृतथी मिथ्यात्व रोग नाश पामे छे. एक तरफ सर्व गुणो अने एक तरफ श्री सद्गुरु समागम छे. सद्गुरु श्री जीनेश्वरनी आज्ञा प्रमाणे वर्तनारा होय छे. देशो देश भमी चारित्र धर्मने

પાળે છે. જો પ્રથમ ધર્મવંત થવાની મરજી હોય તો પહેલા શ્રી સદ્‌ગુરૂની વાણી સાંભળી તેમના ઉપર ભક્તિ પક્કી રાખવી શ્રદ્ધા અને બહુમાનથી સેવાયેલ સદ્‌ગુરૂજી મનોવાંછિત આપે છે. ગુરૂ ઉપર પૂર્ણ શ્રદ્ધા ભક્તિબહુ માન વિના દેવ ઉપર શ્રદ્ધા ભક્તિ યથાતિય રીત્યા સંભવતી નથી. શ્રી સદ્‌ગુરૂ સદ્‌ધર્મની પ્રાપ્તી કરાવે છે. અનાદિ કાળથી ચેતન ભટકયો પણ હજી પાર આવ્યો નહી. તેનું કારણ પણ કુસંગ.ત છે. મહાપૂણ્યોદયે ગુરૂનો સમાગમ થાય છે. તે પામ્યા છતાં જ્યારે જીવ કોરા ઘડાની પેઠે આચરણ કરે. તેમાં પોતાનો દોષ. તત્વાતત્વની સમજણ આપનાર ગુરૂ છે. અહો ગુરૂનો કેટલો ઉપકાર! તેમનો ઉપકાર કોઈ પણ રીતે વળે તેમ નથી यतः समकित दायक गुरुतणो पच्चुवयाण न थाय भवकोडाकोडी करी करतां न कोठी उपाय. હે જીવ હવે સદ્‌ગુરૂ વચનાનુસારે ધર્મ માર્ગે ચાલ. ધન વયથી ગુરૂને તૃण समान લેખીશ નહીં. અવિનયથી ગુરૂનું અપમાન કરીશ નહીં. ગુરૂના દોષો તરફ દ્રષ્ટિ આપીશ નહીં. કાળી બાજુ સામું નહીં

જોતાં ધોળી બાજુ સામું જોવાની ટેવ પાડ. સર્વ ગુણ વીતરાગ છે. પોતાના દોષ છતાં તું પારકાં ચાંદા સામું કેમ નિહાળે છે. હે જીવ તું આઠ કર્મથી સં. યુક્ત છે. કયા મોક્ષમાં પહોંચી ગયો. પોતાના દોષ દેખવાની ટેવ રાખ. પારકાના દોષ દેખવા કરતાં જે પોતાના દોષ દેખે છે, તે ગુણી જાણવો. સદ્ગુરુનો સમાગમ થતાં પારકા દોષ દેખવાની ટેવ ટળે છે. અને સદ્ગુરુ પ્રાપ્ત કરાય છે. અને સદ્ગુણ પામવાથી કર્મનો નાશ થતાં મુક્તિપદની પ્રાપ્તી થાય છે. દોષ ટાળવાને જો ઇચ્છા હે ચેતન તારે હોય તો તું પોતાને પૂછયા કર કે આત્મા તું કોણ છે? તારૂં કોણ છે? તું ગુણી છે કે અવગુણી છે, સ્વ સ્વભાવે રમે છે કે–પરભાવે રમે છે. પરભાવમાં રમે તે ગુણી શી રીતે કહેવાય. તું પરમાં પ્રવૃત્તિ શા કારણથી કરે છે, હજી હે ચેતન તેં પોતાના કેટલા ગુણો આવિર્ભાવે કર્યા–તું પોતાનો કાળ પ્રમાદ દ. શામાં ગાળે છે કે–આત્મ સાધન દશામાં હે ચેતન તારે શું કરવા યોગ્ય છે. શું પરિહરવા યોગ્ય છે. એમ શાંત ચિત્તથી પોતાના આત્માને પૂચ્છા કરતાં

સદ્દગુણી થવાની ટેવ પડશે, અને સદ્દગુણ પ્રાપ્ત થતાં શિવ સનાતનપદ આત્મા પામી અનંત સુખમય થશે.

असारमेव संसार स्वरुप मितिचेतसि विभाव्य शिवदेधर्मे यत्नंकुरुतहेजनाः ॥ १ ॥ અનિત્ય અસાર આ સંસારનું સ્વરૂપ જાણીને હે ભવ્યો મોક્ષને આપનારા એવા સ્યાદ્વાદ ધર્મને વિષે યત્ન કરો—કાયિક—વાચિક માનસિક પ્રયત્નદ્વારા શ્રી સદ્દગુરૂનું અવલંબન કરી ક્ષણે ક્ષણે આત્મસ્વરૂપે સ્થિર થઇ વ્યવહારનય અવલંબી નિશ્ચયનય હૃદયમાં ધારણ કરી વર્તવું એજ મનુષ્યાવતારનું કર્તવ્ય છે. કૃત કર્માનુસારે યથાયોગ્ય નિમિત્ત કારણોની પ્રાપ્તી થાય છે, પુનઃ પુનઃ મનુષ્ય જન્મ પ્રાપ્તી દુર્લભ છે, જોતા જોતામાં અંજલી જલવત્ આયુષ્ય ખૂટી જશે, જે દિવસ ગયો તે પાછો આવનાર નથી. કાલે કરવા ઉપર જે કાર્ય રાખ્યું હોય, તે આજ કરી લેવું. સુખ દુઃખની પ્રાપ્તીમાં બીજો તો નિમિત્ત માત્ર છે. અમુક મારો વૈરી છે, અમુકે મારૂં ખરાબ કર્યું, એમ

હે ચેતન તું મનમાં લાવીશ નહીં યતઃ जंजणकोकं-कम्मं पुव्वभवे इहभवे वसंतेणं तंतेण वेइअव्वं निमित्त मित्तोपरोहाइ ॥ १ ॥ પૂર્વભવમાં યા આ ભવમાં વસતાં જેણે જે કર્મ કર્યાં છે. તે તેણે અવસ્ય ભોગવવાં પડે છે. કોઈ એવો જીવ નથી કે સંસારમાં રહ્યો છતો કર્મ થકી નહીં લેવાતો હોય. શ્રી જીનોક્ત કથિત શ્રાવક ધર્મ અને યતિધર્મનું અવલંબ કરવાથી જન્મ જરા મરણના દોષો ટળે છે. શ્રી સદ્ગુરૂ મહારાજની વાણી સાંભળી શ્રાવકની કરણી કરે છે તેને શ્રાવક કહે છે. यत; श्रृणोतियतिभ्यः सम्यक्समाचारीसश्रावकः कुंचनिशुभयोगेन कर्म तिसश्रावकः ॥१॥ धम्मरयणस्सजुग्गा अखुद्दोरुववंपगइसोमो लोगप्पिओ अकूरो भीरुअसढो खुदास्कन्नो ॥ १ ॥ लज्जालुओदयालु मज्झथ्थोसोमदिठ्ठागुणरागी सक्कहसुपरकजुत्तो सुदीहदंसी विसेसन्नु ॥ २ ॥ वुड्ढाणुगो विणीओ कयण्णुओ परहियथ्थकारीयलद्धचे-लक्खलस्को उयवीसगुणोहो संपन्नो ॥ ३ ॥ અક્ષુદ્રાદિ એકવીશ ગુણે કરી યુક્ત શ્રાવક હોય છે. પંચમહાવ્રત ધારક બાહ્ય અભ્યંતર ગ્રંથિ રહિત શ્રી

જીનાજ્ઞા ધારક મુનિવર્ય હોય છે. દ્વિવિધ ધર્માવલંબનથી અનાદિકાળથી સચિત કરેલાં કર્મનો નાશ થાય છે અને જ્ઞાનદર્શન ચારિત્રાદિક ગુણોવડે કરી યુક્ત આત્મા થાય છે. સૂર્યના પ્રકાશને રોકનારાં વાદળ વિખરાતાં જેમ સૂર્યનો સ્વચ્છ પ્રકાશ પૃથ્વી ઉપર પડે છે. તેમ આત્માને લાગેલા કર્મ નાશ પામવાથી આત્મજ્ઞાન ગુણે કરી પ્રકાશક થાય છે. કર્મનો કર્તા આત્મા છે. અને કર્મનો નાશ કરનાર પણ આત્મા છે **यतः कम्मकत्ता अयंजीवो कम्मक्खित्ताविजीवमुणेयव्वो । अरुवी निच्चअणाइओ अगुरुलहुगुणजीवाणं ॥** કર્મનો કર્ત્તા તથા તેનો નાશકર્તા આત્મા છે. આત્મા અરૂપી છે. અનાદિ કાળથી છે. અગુરૂ લઘુ ગુણે કરી યુક્ત છે. **कर्म** કલંક નાશ પામતાં **आत्मा** તેજ **परमात्मापद** પામે છે. સ્વપરતે **परमात्मापदनी प्राप्ति** થાઓ.

**उपदेष्टुंचवक्तुंच जनः सर्वोऽपि पंडितः तदनुष्ठान कर्तव्य मनुष्योऽपिन पंडिताः ॥ १ ॥** ઉપદેશ દેવાને માટે અને કહેવાને માટે સર્વ માણસ ડાહ્યા

(પંડિત) બને છે. પણ તે પ્રમાણે વર્તણુકને માટે તો મુનિઓ પણ પંડિત નથી, કહેવું તે પ્રમાણે રહેવું, બને તો પશ્ચાત્ પારકા ઘેર ડાહ્યા થતાં શોભાપાત્ર થઈ શકીએ. श्री चिदानंदजी महाराज કહેછે કે कथनी कथे सौ कोइ पण रहेणी अति दुर्लभ होइ जब रहेणीका घर पावे तब कहेणी लेखे आवे इत्यादि. જે ભવ્યો કહેણી પ્રમાણે રહેણીમાં પ્રવર્તે છે. તે ભવ્યાત્માઓનાં વચનો अन्य जनोने ત્વરિત અસર કરે છે. તેવા મહાત્માઓને કંઈ વિશેષ બોલવાની જરૂર પડતી નથી. એવા પુરૂષોનું એક વચન પણ વારંવાર યાદ આવે છે. पगं तळे रेलो ने पारकी वात मलो. આ નાની કહેણીનો દરેક મનુષ્ય વારંવાર ઉપયોગ કરે છે. अनादि કાળથી મિથ્યા ટેવો વળગેલી છે. નિર્ગુણી માણસને જોઇ माध्यस्थता ભાવવી. એકાંત સ્થાનમાં બેશી પોતાના આત્માને પોતે પૂછવું કે હે ચેતન તેં રાગદૂષની મંદતા કરી કે કેમ? ગંભીર ગુણ વિષેનું પ્રયત્ન કરે છે કે નહીં. પારકાં છિદ્ર દેખવાની ટેવ હજી તારામાં કાયમ છે કે નહીં. તું જે જે ગુણો વિષે બીજાને

બોધ આપે છે. તે ગુણો તારામાં છે કે નહીં? તું ધર્મ કાર્યમાં જશ કીર્તીની વાંછા તને રહે છે કે નહીં? પરને સારૂં મનવવાની કુટેવ હે ચેતન તારાથી દૂર થઇ છે કે કેમ? તું આત્મા નિર્મળ અનંત શક્તિનો ધણી છતાં પુદ્‌ગલમાં ભળ્યો છે છતાં તેને પોતાનું નથી એમ માને છે કે કેમ? તેં આજરોજ ધર્મ કૃત્ય શું શું કર્યું? સવારના પહોરમાં શું શું ધર્મ કૃત્ય કર્યું? બપોરે શું ધર્મ કૃત્ય કરવું સંધ્યાએ શું ધર્મ કૃત્ય કર્યું. તેં બાર માસમાં ચાર માસમાં કેટલીકવાર ગુરૂ વંદન ગુરૂનો ઉપદેશ યા તીર્થ યાત્રાઓ કરી. બાર મહીનામાં તેં કેટલું ધન ધર્મ માર્ગે વાપર્યું. તેં આખા દિવસમાં કેટલીકવાર ક્રોધ કર્યો, કેટલીકવાર કપટ કર્યું, તું આખા દિવસમાં કેટલીકવાર જૂઠું બોલ્યો. કેટલા લોકોને છેતર્યા. આટલી જીંદગીમાં કેટલા જૂઠા દસ્તાવેજ યા ખત કર્યાં. ચોવીસ કલાકમાંના કેટલા કલાક ધર્મમાં ગાળ્યા. સત્પુસ્તક કેટલીવાર વાંચ્યાં. સત્પાત્રે પોતાના હાથે દાન આપ્યું કે નહીં. વિચારીને વચન કેટલીકવાર બોલ્યો. ઇત્યાદિ પ્રશ્નો પોતાના આત્માને પૂછતાં

પોતાને પોતાના ગુણ દોષ તુરત માલૂમ પડશે. પોતાનામાં જે ગુણો છે. પ્રાપ્ત થયા તે માટે હર્ષ ધરી દોષોનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો. અભ્યાસ કરતાં અને એમ દરરોજ સરવૈયું કાઢતાં આત્માનું ધન આત્મામાં કેટલું છે, તેની સહજ સમજણ પડશે. પૈસાના લાલચુઓ પોતાની ખોટી બડાઇ હાંકે તેથી ફુલાઇ જઇ આનંદ માનવો નહીં. સંપુર્ણ ગુણવાન હું નથી, એમ ભાવના કરતાં ગુણ તરફ લક્ષ ખેંચાશે. ગુણી માણુસ સૂર્યની પેઠે જગતને પ્રકાશે છે. અવગુણી રાહુની પેઠે ઝાંખો દેખાય છે. આત્મામાં સત્તાએ અનંત ગુણ છો પણ તેની ખોજ કર્યાવિના પ્રકાશીત થતા નથી. બાહ્યધન ખોટું જાણી તેની મમતાપરિહરી આત્મામાં રહેલી અનંત ગુણરૂપ ધનની જ્યારે ચાહના થશે ત્યારે દરેક ભવ્યાત્મા તેને માટે સદ્‌ગુરૂ સેવન દ્વારા તે ગુણો પ્રાપ્ત કરી અનંત ઋદ્ધિના ભોક્તા બનશે.

પંચાશ્રાવકો ત્યાગ કરૂ, પંચ મહાવ્રત ધાર; પંચ સુમતિ ત્રણ ગુપ્તિકું, ધારક શ્રી અણગાર. ૧ પંચ

મહાવ્રત આદરી, ફરતા ગામોગામ, રાગ દ્વેષ જાકું નહીં, તાકું કરૂં પ્રણામ. ૨ મુનિવર સંજમ આળવા, નિદ્રાદિક કરી ત્યાગ; પ્રતિબંધ નહિ કોઇનો, તે મુનિ મહા સૌભાગ્ય. ૩ આત્મસ્વરૂપ સમજે નહીં, ચલવે ડાકડમાલ; મમતા મનમાં ઘણી કરે, તસ ભવ અરહટમાલ. ૪ કેશ લોચ કરતો ફરે, મનમાં અતિ મંકલાય, ભાવ લોચ જબ નહીં હુવો, તબતક ભવ ભટકાય. ૫ બાહ્ય પરિગ્રહ ત્યાગતા, મુનિપણું આને મન. અભ્યંતર પરિગ્રહ થકી, વિરમ્યા નહીં તે અધન્ય. ૬ ક્રિયા કરી નિંદા કરે, કાકવૃત્તિ મન જાસ, સાધુ હુવા તો કયા હુવા તીન ભુવનકા દાસ. ૭ જાપ તપ ક્રિયા અનુસરે, સત્ય નહીં ઉપદેશ, જિનઆજ્ઞા ઉત્થાય તો પામશે તે બહુ ક્લેશ. ૮ બાહ્ય સાધુ દેખાડતો, મન ધરતો અભિમાન; કપટ કરી પર છેતરે, તે મુનિ છે નાદાન. ૯ પરનિંદા સ્તુતિ આપની કરતા જનની પાસ; તે મુનિ તર્યા કિમ તારશે, જસ પર પુદ્ગલ આશ. ૧૦ ક્રોધ લોભ ભય હાસ્યનો જેને છે પર ભાવ, તર્યા નહિ તે મુનિવરા, ભવજલ માંહિ નાવ. ૧૧ આપ વચનને થાપતા, ઉત્

સ વચન કરે દૂર; જિન વાણી સમજે નહીં, તે મુનિ છે જગ ક્રૂર. ૧૨ ગચ્છ તણી મમતા ધરે, સંઘાડાનો રાગ, તેહ મુનિ કયું તરી શકે, રાગ તણો ત્યાં ડાઘ. ૧૩ ગાડરીયા પ્રવાહની, આચરણા ધરી ચિત્ત, મુનિ વેષ જે પહેરતા, તે કયું હોવે પવિત્ત. ૧૪ આત્મસ્વરૂપને ઓળખે, પર પુદ્દગલ નહીં આશ; તે મુનિ નિત્ય નિત્ય વંદીએ, તેહના થઇને દાસ. ૧૫ ચાર નિક્ષેપા જાણુતા, ઉત્સર્ગ અપવાદ; વ્યવહાર નિશ્ચય જાણુતા, જાણુંતા સ્યાદ્વાદ. ૧૬ નવ તત્વાદિક જાણુતા, રમતા આત્મ સ્વરૂપ. તે મુનિવરને વંદતાં, પડીએ નહિ ભવ કુપ. ૧૭ આત્મ સ્વભાવે સ્થિરતા, પર પુદ્દગલ નહિ આશ; તે મુનિવર નિત્ય વંદીએ, તસ વચને વિશ્વાસ. ૧૮ બાર ભાવના ભાવતાં, માધ્યસ્થાદિક ચાર; તે મુનિવર નિત્ય વંદીએ, તરીએ ભવજલ પાર. ૧૯ ગામોગામે વિચરતા, એકજ નહીં જસવાસ તે મુનિવર નિત્ય વંદીએ, ભાવ ધરી ઉલ્લાસ. ૨૦ વિવેક વૈરાગ્યે કરી, ધર્મ તત્ત્વ ચિત્રવાસ; પર ચિંતા જેને નહિ, કરીએ તસ વિશ્વાસ. ૨૧ અનંત પૂણ્યોદય થકી, સદ્દગુરૂ સંગમ થાય; પામી સ-

દગુરૂ સંગતિ, ભવિ મનમાં હરખાય. ૨૨ કુગુરૂ સં-ગતિ પરિહરિ, ભજો સુગુરૂ સંતાન, કુગુરૂ કાલ નાગ સમ, નહીં કરીએ તસમાન. ૨૩ જ્ઞાન ધ્યાન અર્પણુ કરે, સદગુરૂ સિંહ સમાન, તે સદગુરૂ નિત્ય સેવીએ ભવજલમાં જ્યું માન. ૨૪ સદ્દસંગતી સદગુરૂતણી, કરતાં આત્મસ્વરૂપ; પામી શાશ્વત સુખ લહે, થાવે સચ્ચિદ્રૂપ.

**जंजेणकयंकम्मं पुव्वभवेइहभवेवसंतेणं तंतेणवेइ अव्वं निणित्तमित्तोपरोहोइ ॥**

પુર્વ ભવ યા આ ભવમાં વસતાં જેણે જેવાં સંપાદન કર્યાં છે. તેવાં તેણે ભોગવવાં પડે છે. પ-રતો નિમિત્ત માત્ર છે. કારણ કે અમુક માણુસ મારો શત્રુ છે અમુક જન મારૂ ખરાબ કરનાર છે. ઈત્યાદિ વાક્યો નિમિત્ત માત્ર છે. કર્મ વિના કોઇ દુઃખ દેવા નિમિત્ત ભુત થતું નથી. એ કર્મની વિ-ચિત્ર ગતિ છે, ક્ષણુમાં કર્મે કરી રંક રાજા તરીકે બને છે. ક્ષણુમાં રાજા રાજ્યથી ભ્રષ્ટ થઇ રંક ત-રીકે બને છે. ક્ષણુમાં નિરોગી પણુ રોગી તરીકે

થાને છે એ સર્વ કર્મનો પ્રપંચ છે. કર્મ આગળ કોઇનું ડહાપણ ચાલતુ નથી કર્મે કરી નળરાજાને વનવાસ જવું પડયું, કર્મે કરી રામને વનમાં ભટકવું પડયું. કર્મે કરી શ્રી મહાવીર સ્વામીને ઘોર ઉપસર્ગ સહન કરવા પડયા. શુભ કર્મોદયની વખતે સારી બુદ્ધ ઉત્પન્ન થાય છે, અને સારાં નિમિત્ત કારણો-નો સંયોગ મળે છે. અશુભ કર્મનો ઉદય થાય છે. ત્યારે બુદ્ધિ વિપરીતપણાને ભજે છે અને ખરાબ સંયોગની પ્રાપ્તિ થાય છે. પાપ અશુભ કર્મ છે. અને પુણ્ય શુભ કર્મ છે. શુભાશુભ કમ ક્ષયથી મુક્તિ છે. આ જીવે કર્મે કરી ચૌદરાજ લોકના એકેક પ્રદેશ અનંતિવાર જન્મ મરણે કરી સ્પર્શ્યો પણ હજી સં-સારમાં ભટકે છે તેનું કારણ કર્મ છે. મિથ્યાત્વ અવિરતિ કષાય યોગે કરી પુદ્ગળપરમાણુઓનું કર્મ રૂપે પરિણામ ન કરતો અનાદિ કાળથી પુનઃ પુનઃ ચતુર્ગતિ પસંસારમાં પરિભ્રમણ કરે છે. હે ચેતન હવે મનુષ્યાવતાર પામી પ્રમાદ કરીશ નહી. અને સંસારની મોહજાળમાં ફસાઇ નરક ગમન કરીશ નહી, વારંવાર મનુષ્ય જન્મ પામવો દુર્લભ છે.

કોઇની સાથે સંસારિક વસ્તુઓ ગઇ નથી અને જવાની નથી. પુત્રધન સ્ત્રીને દેખી તું શું મોહ કરે છે. અરે જીવ તું જરા વિચાર કે એ કદી તારૂં નથી તારી વસ્તું તારી પાસે છે. તેની જો ખોજ કરે તો વારંવાર જન્મ મરણ કરવું પડે નહી **શ્મશાન વૈરાગ્યે** કરી તારૂં કંઇ હીત થવાનું નથી તથા ફલાણો તો સારો છે. ફલાણો તો ખોટો છે, ઇત્યાદિ પરભાવમાં રમવાથી તારૂં કંઈ હીત થવાનું નથી. તું મનમાં જાણે છે કે હું સમજું છું પણ હજી તે મીથ્યા છે. કારણ કે હજી તું સ્વાત્મહિતમાં પ્રવૃત્ત કરતો નથી. કર્મ કલંકે કરી ૦હિત તું છતાં હે આત્મા તારે વસવાનું સ્થાન તો તપાસ લાંબા લાબા વાંકા વળેલા હાડકાં લોહી માંસની પેશીઓથી બનેલા શરીરમાં તારો નિવાસ છે અશુચિનું સ્થાન નભુત શરીરમાં તું રહ્યો છતાં પોતાને પવિત્ર ધર્મ વિના શી રીતે મની શકાશે. શરીર કુમિત્ર સરખું જાણી જરાનાત્ર તેનો વિશ્વાસ કરીશ નહી. રામ પાંડવ દુર્યોધન સરખા પણ શરીર મુકી ચાલ્યા ગયા તો પાણીના પરપોટા જેવું આ દેખાતું શરીર ક્યાં

સુધી રહેશે વખત ચાલ્યો જાય છે મૃત્યુ એક દીન પ્રાપ્ત થશે. હે જીવ તારા દેખતાં હજારો જીવ ચાલ્યા ગયા. તેમ તું પણ ચાલ્યો જઈશ. મનુષ્ય ગતિમાં પરોણાગતિને ભોગવનાર જીવ કંઇ ધર્મકૃત્ય કરી લે અને સદગુરૂ સેવન કરી स्याद्वाद घनનું સ્વરૂપ જાણી आत्महितमां प्रवृति कर કે જેથી કર્મ કલંકનો નાશ થતાં असंख्यात प्रदेशे કરી निर्मल आत्मा परमात्मारुपे બની મોક્ષસ્થાનમાં सादि अनतम ભાંગે શાશ્વત સ્થીતી કરશે.

यतोयतो निश्चरति मनश्चंचलमस्थिरं ततस्ततो नियम्यै तदात्मन्येववशंनयेत् ॥

સ્વાભાવિક રીતે ચંચળ એવા મનને સ્થિર કર્યા છતાં પણ તે સ્થિર ન રહેતાં જે જે વિષય પ્રતિ ગમન કરે. તે તે વિષયમાંથી તેને પાછું વાળીને આત્માને વિષેજ મનને સ્થિર કરવું. અધ્યાત્મિક પદાભિલાષિઓ સર્વ વિષયોમાં ભમતા એવા મનને ખેંચીને આત્મ સ્વરૂપે સ્થિર કરે છે જ્યાં સુધી મર્કટવત્ વૃત્તિ મનની હોય છે ત્યાં સુધી પૌ-

દ્દગલીક સુખની લાલસા સ્વતઃ આત્માને પોતાના પ્રતિ આકર્ષે છે. આ દુનીયામાં અનેક પ્રકારના પદાર્થો છે. કેટલાક તો તેનો ઉપભોગ કરવો તેજ મનુષ્યનું કર્તવ્ય છે. એમ અજ્ઞાનથી વદે છે. સાંસારિક પદાર્થોને પોતાને માટે નિર્માણ કરનાર કોઇ નથી એ સાંસારિક પદાર્થો ક્ષણિક છે. કોઇ દિવસ પોતાના થયા નથી અને થવાના નથી. બટાટા લસણ માંસ આદિ પદાર્થો મનુષ્યના ભક્ષાર્થે બનેલાં છે. એમજ જો માની લેવામાં આવે તો મનુષ્ય સ્ત્રી વિગેરે વાઘના ભક્ષાર્થે બનેલાં છે. એમ માની વાઘની પાસે જઈ પોતાનું શરીર તેને અર્પણ કરવું જોઇએ. પણ તેમ કોઇ કરતા નથી તેનું કારણ સહજ સમજવામાં આવશે. એકેંદ્રિય જીવથી આરંભીને પંચેદ્રિય પર્યંત જીવો પોતપોતાનું જીવિતવ્ય ઇચ્છે છે માટે તેમના ઉપર હિંસાની બુદ્ધિ દોડાવવી નહીં. તૃણથી તે મણિ પર્યંત પદાર્થોને સમવૃત્તિથી જોવા જોઇએ. વાસ્તવિક સુખ આત્મામાં રહેલું છે. ને તે સુખ જ્યારે આત્મા પોતે પોતાના અસ્વભાવમાં રમશે ત્યારે મળશે. એટલું તો કહેવુંજ પડશે

કે સાંસારિક પદાર્થો ક્ષણિક જડ અનાત્મક ભાસતાં **આત્મા** તે થકી દુર રહેવા મન કરશે અને તેના પ્રતિ વિષયાભિલાષની બુદ્ધથી મનની ગતિ થાય છે તેને આત્મા અટકાવશે. અનાદિ કાળથી આત્મા ચાર ગતિમાં ભટકે છે. તેનું મુખ્ય કારણ **બહિ-રાત્મભાવ છે. પરમાત્મ સ્વરૂપની** પ્રાપ્તીનાં જ્યારે સિદ્ધાંતો કારણો મળે છે. ત્યારે **આત્મા** પોતે **બહિરાત્મભાવ**ના ત્યાગ કરી **અંતરાત્મત્વ** માં પ્રવેશ કરે છે. **પરમાત્માના** ગુણોનું સ્મરણ કરતો **અંતરાત્મા** અને **પરમાત્માનો** ભેદ વિચા-રી પશ્ચાત્ **પરમાત્મા સ્વરૂપમાં** તલ્લીન થયો છતો **આત્મા** ઘાતી કર્મનો ક્ષય કરીને **પરમાત્મ** પદને પામે છે. **અનંત તીર્થંકર મહારાજાઓ શુ-ક્લ** ધ્યાન યોગે કરી **પરમાત્મપદ** પ્રાપ્ત કરી શિવપદ પામ્યા. અને હાલ પણ મહાવિદેહમાં ઘણા **અંતરાત્મપદ ધારી ભવ્યાત્માઓ પરમાત્માનું** સ્મરણ નિદિધ્યાસન કરતાં પોતાના **આત્મામાં તિ-રોભાવે રહેલું પરમાત્મપણું આવિર્ભાવરૂપે કરે છે. અંતરાત્મપણું** પામ્યા બાદ **સમ્યક્ત્વની**

પ્રાપ્તિ થાય છે ચોથા ગુણ ઠાણાથી અંતરાત્મત્વ પણું સ્ફુરે છે. ( પ્રગટે છે ) બારમા ગુણઠાણા પર્યંત અંતરાત્મત્વના સ્થીતિ છે. ઘાતી કર્મનો નાશ થવાથી તેરમે ગુણઠાણે પરમાત્મપણું પ્રગટે છે. અંતરાત્મત્વપણું પ્રગટ થતાં રાગદ્વેષાદિની મંદ સ્થીતિ થાય છે. હાસ્ય રતિ અરતિ શોકાદિ નષ્ટ થતાં જાય છે. મનરૂપી કપિનું ચંચળપણું દૂર થતું જાય છે. નિર્મળ સ્વચ્છ સરોવરના જલમાં જેમ ચંદ્રનું પ્રતિબિંબ સ્પષ્ટ દેખાય છે. તેમ અંતરાત્મપદ ધારી જીવને પોતાના જ્ઞાનમાં પરમાત્મપદનું સ્વરૂપ ભાસે છે. દાઢાવિષ દુર કરેલા સર્પથી જેમ બીજાનો ઘાત થતો નથી તેમ અનેકાંત માર્ગ અવલંબી અંતરાત્મપદ ધારી જીવોને મનરૂપ સર્પથી જરા માત્ર ડર રહેતો નથી. સ્વતઃ મનની પ્રવૃત્તિઓ બંધ થતાં આત્માના ગુણોનો આવિર્ભાવ થાય છે અને કર્મનો નાશ થતાં મોક્ષ સ્થાનમાં આત્માની પરમાત્મારૂપે સ્થિતિ થાય છે.

•

आयुर्वर्षशतं नृणांपरिमितं रात्रौतदर्धं गतं तस्या-

धैस्व परस्यचार्धमपरं बालत्ववृद्धत्वयो: शेषव्याधिवियोगदु:खसहितं सेवादिभिर्नियते जीवे वारितरंगचंचलतरेसौख्यकुत:प्राणिनाम् १

ધારો કે મનુષ્યના આયુષ્યનું પરિમાણ સો વર્ષનું છે. તેમાંથી પચ્ચાશ વર્ષ તો રાત્રિમાં નિદ્રાથી જાય છે. તે પચ્ચાશમાંથી પણ પહેલાં સાડાબાર વર્ષ બચપણમાં જાય છે. અને છેલ્લાં સાડાબાર વર્ષ ઘડપણમાં જાય છે. બાકી શેષ પચ્ચીશ વર્ષ કે જેમાં રોગ અને કુટુંબના વિયોગનું દુઃખ થાય છે. તે પચ્ચીશ વર્ષ ને મનુષ્યો ધનવાનની સેવા વિગેરેથી ગુમાવે છે. માટે પ્રાણીઓને જળના તરંગ જેવા અત્યંત ચંચળ જીવિતાયમાં સુખ કયાંથી હોય? અલબત જરામાત્ર પણ નથી જે સુખ ભાસે છે તે ભ્રમ માત્ર છે. યત: असारे खलुसंसारे सुख भ्रांतिः शरीरिणां लालापानभिवांगुष्टे बालानां स्तन्याविभ्रम: ॥ અસાર એવા આ સંસારને વિષે જીવાત્માઓને સુખની ભ્રાંતિ બાળકો સ્તનપાનાદિ ભ્રમથી અંગુઠાને ધાવે છે તેની બરોબર છે. આ સંસારને જે ભવ્યો

અસાર જાણે છે તેને વિષ્ટાની પેઠે સાંસારિક પદાર્થો ઉપર અંતઃકરણથી પ્રીતિ નથી. અને ઉદાસીન વૃત્તિથી સંસારમાં પ્રવર્તે છે, અને મોહથી લેવાતા નથી. તેને આત્મતત્વ વિના અન્યવસ્તુ ઉપર મોહ થતો નથી- તેની પ્રવૃત્તિ સંસારમાંથી છુટવા પ્રવર્તે છે. સાંસારિક કાર્યો રાચી માચીને કરતો નથી. સંડાસની પેઠે સંસારમાં સુખની આશા રાખતો નથી. સંસારમાં થતા ગાનતાન ઉપર તેનું મન ચોટતું નથી એવા ભવ્યાત્માઓ કર્મવલ્લીને છેદન કરે છે. ઉદાસીન વૃત્તિવાળા ભવ્યાત્માઓ ક્ષણવાર પણ પ્રમાદ દશામાં ગાળતા નથી. यतः यावत् स्वस्थमिदं कलेवरगृहं यावच्चदुरेजरा यावच्चेन्द्रियशक्तिर प्रतिहता यावत् क्षयोनायुषः आत्मश्रेय सितावदेवविदुषा कार्यः प्रयत्नो महा प्रोद्दीप्तेभवनेतु कुपरवननं प्रत्युद्यम कीदृशः ॥ જ્યાં સુધી આ શરીર રોગરહીત હોય અને વ્યાધિથી વ્યાકુળ ના હોય. જ્યાં સુધી ઘડપણ આવ્યું ના હોય જ્યાં સુધી ઇંદ્રિયોની શક્તિ ક્ષીણ થઇ નહી હોય, અને આયુષ્ય જ્યાં સુધી

ક્ષીણ ન થઈ ગયું હોય. ત્યાં સુધી વિદ્વાને આત્માના કલ્યાણમાં પ્રયત્ન કરવો. કારણ કે ઘર બળતું હોય તે વખતે કુવો ખોદવો એ કેવો ઉધમ કહેવાય ? અર્થાત જેમ ઘર બળે ત્યારે કુવો ખોદવો વ્યર્થ છે. તેમ શરીર અશક્ત થાય ત્યારે આત્માના કલ્યાણ માટે પ્રયાસ કરવો વ્યર્થ છે. મનુષ્ય જન્મની સાફલ્યતા ક્યારે થાય કે જ્યારે સ્ત્રી ધન પુત્રાદિક ઉપર થતો મોહ નીવાસી શરીરમાં રહેલા આત્માની શુદ્ધ દશા પ્રગટ થાય અને જન્મ જરા મરણના રોગો ટળે ત્યારે મનુષ્ય જન્મ પામ્યા લેખે જાણવા.

**भोगानभुक्ता वयमेवभुक्ता स्तपोनतप्तं वयमेवतप्ताः कालोनयातो वयमेवयाता स्तृष्णान जीर्णा वयमेवजीर्णाः ॥ १ ॥** ભોગતો ભોગવાયા નહીં પણ અમે કાળથી ભોગવાઇ ગયા. તપ તપાયું નહીં પણ અમેજ દુઃખથી તવાઇ ગયા. કાળતો ન ગયો પણ અમે તો ઘરડા થયા. અલબત સમજવાનું કે કાળતો ન ખુટયો પણ અમારૂ આયુષ્ય ખુટી ગયું. તૃષ્ણાતો જીર્ણ ન થઇ. પણ અમેજ જીર્ણ અર્થાત વૃદ્ધ થઇ ગયા તૃષ્ણા દિનપ્રતિદિત વધતી

જાય છે. રાજ્ય મળવાની તૃષ્ણા ધનની તૃષ્ણા પુત્રની તૃષ્ણા મોટાઇની તૃષ્ણા આદિ તૃષ્ણાના અનેક ભેદ છે. તે તૃષ્ણા બાલ્ય અને વૃદ્ધમાં પણ રહેલીછે. અનેક જાતની તૃષ્ણાવડે કરી બંધ્યો અનેક પ્રકારના કર્મ કર્યા કરે છે. અને જરામાત્ર વિશ્રાંતિ લેતો નથી તે તૃષ્ણાનો પાર કોઇ પામ્યો નથી અને કોઇ પામનાર નથી ક્યા મનુષ્યને તૃષ્ણા નહીં હોય. અલબત જે સંતોષને ધારણ કરે છે. તેને તૃષ્ણા પીડી શકતી નથી તૃષ્ણા જ્યાં ત્યાં લોભનો વાસ છે તૃષ્ણા મહા દુઃખ કારક છે. તૃષ્ણાની જુવાની ઉતરતી નથી કહ્યું છે કે—वलिभिर्मुखमाक्रान्तं पलितैरंकितंशिरः गात्राणि शिथिलायन्ते तृष्णेका तरूणायते: મુખ ઉપર ત્વચાની કરચલીઓ પડી ગઇ. મસ્તક પળીયાંથી છવાઇ ગયું. અને પ્રત્યેક અંગ શિથિલ થઇ ગયાં. પણ આ તૃષ્ણા તો પ્રતિદિન વધતીજ જાય છે. વળી પ્રાણીઓને રાજ્યાદિ સંપત્તિનું અભિમાન કરવું તે પણ મિથ્યા છે. યતઃ अभुक्तायां यस्यां क्षणमपिनयातंनृपशतैर्भुवस्तस्या लाभे कइव बहुमान. क्षितिभुजान् तदंशस्याप्यंशे तदवयवलेशेऽपि पतयो विवादे कर्तव्ये

विद्यतिजडाः प्रत्युतमुदम् ॥ ક્ષણવાર પણ જે પૃ- થ્વીનું પાલન કરયા વગર જે રાજાઓ ગયા નથી. તે પૃથ્વીનો લાભ થવામાં રાજાઓ અભિમાન રાખે છે. એ શું વળી તે પૃથ્વીના અંશના પણ અંશ અને એકાદ દેશ યા ગામના ઠાકોર રાજા થતાં શોકને ઠે- કાણે જડ રાજાઓને ઉલટો હરખ થાય છે. તેમજ જે શેઠીઆઓ પહેલાં અબજાધીપતી કરોડાધિપતી હતા અને જેઓના ઘરમાં હીરા માણેકનો પાર નહોતો. તેવા પણ શેઠીઆઓ અ તે ધનને સાથે લઇ ગયા નહી. તેઓના જેટલી લક્ષ્મી અધિકાર માન નહી છતાં જડ જેવા જીવો લક્ષાધિપતિ અગર સ- હશ્રાધિપતિ થઇ શોકના બદલે હરખ ધારણ કરેછે. અને અજરામર જીવિતવ્યધારી જડ વસ્તુના મોહમાં પ્રેરાઇ ધર્મ માર્ગ ભુલી ભવ ભ્રમણ માર્ગમાં પ્રવેશ કરે છે. અને અહો શું કર્મની વિચિત્ર ગતિ લાખો- વાર યા હજારોવાર સાંભળીએ છીએ. તેમ અનુભ- વીએ છીએ કે આ સંસાર અસાર છે. તેમાં ધર્મ એક સાર છે. છતાં ધર્મ તરફ દ્રષ્ટિ દેવાતી નથી. ક્રોધ માન માયા લોભમાં અહરનિશ ખુતો છે, કહો

કે હવે ધર્મ વિના શીવશર્મ શી રીતે મળી શકે. અને મોક્ષ વિના બીજે ઠેકાણે સુખ નથી જીવ જશે વૈરાગ્ય સારી આત્મહીતની ખાતર હવે ધર્મ માર્ગમાં પ્રવૃત્તિ કર કે જેથી તારૂં કલ્યાણ થાય. લક્ષ્મી ચંચળ છે, આ પુષ્પ સંધ્યા રાગસમાન છે. ક્ષણમાં વળી આ હિત વાક્ય ભૂલીશ નહીં અને આત્મોપયોગે રમી શાશ્વત પદ પ્રાપ્ત કર કે જેથી તું અનંત સુખમય બને.

## રાગ ગોડી.

જે રૂતુવંતી નારીને એતા પરિહરે, બીજે વસ્ત્રે અડકે નહીં એ ૧ હિંડે નહિં તે નારિરે સંધ્યા રાતિ સમ નક્ષત્ર માલા નવિ જૂવે એ ૨ રત્રિ ન કરે આહારરે પુષ્પ તે પરિહરે આંખે અંજન નવિ કરે એ ૨ વળિ વિલેપન વારેરે, દંતવાચન નહીં, સ્નાન શુદ્ધિ તેને નહીં હે. ૩ ન કરે પુષ્ટ આહારરે દર્પણ નવિ નિરખે. ધાતુને પાત્રે નવિ જમે એ ૪ માટી કાષ્ટ પાષાણરે ભાજન તેહનાં ભોજન શોય તેમાં કરે એ ૫ ચોથે દિન એકાંતરે સ્નાન

મજ્જન કરે, અવર પુરૂષને નવિ જુવે એ ૬ સું-
દર કરી શણુગારરે નિજ નર નિરખંતી ગર્ભ અનુ-
પમ ઉપજે એ ૭ સોલ દિવસનો કાલરે સ્ત્રી રહે
રૂતુવંતી પછે ગર્ભ ન ઉપજે એ ૮ ચોથ વાસરે
ગર્ભરે જે પણ ઉપજે અશુભ અલાતસ આઉખુ
એ ૯ ષટ આઠે દસ બારરે ચઉદસ શોલકે બાલ
અનુપમ ઉપજે એ ૧૦ પહોર પછી મધ્યમાંહિરે
ગર્ભ ધરે સહી સમ દીવસે સૂત ઉપજે એ ૧૧
વિષમ દીન એકી જાણુરે ભોગત વન વિભજે વીર્ય
પુત્રી ઉપજે એ ૧૨ દીવસ નહિ સંભોગરે, ગર્ભ
નિર્બલ હોવે. મારગ પણ તેહનો નહી એ ૧૩ સ્ત્રી
રૂતુવંતિ જાયારે બાર વર્ષ પછી પ્રસવે પંચાવન
લગે એ સોલ વરસની નારિરે પુરૂષા પંચવીશ તેહનો
સુત સુંદર હોવે એ ૪ ટાળો ભોગ વિલાસરે નક્ષત્ર
જ રેવતી, બાલ જન્મ મુળી હોશે એ ૧૫ નરનું
વીર્ય વિશે પર તો સુત ઉપજે રક્તપણે પુત્રી કહીએ
૧૬ શ્રોણિત શુક્ર સમભાગરે તેહથી સ્ત્રી તણે
બાલ નપુંસક ઉપજે એ ૧૭ દુહા, બાંલ નપુંસક
ઉપજે શ્રોણિને શુક્ર સમભાગ ગર્ભ વિચાર શ્રવણે

સુણી આણા મન વૈરાગ્ય ૧ ગર્ભતણા વળી કહું વિચાર ઉપજવાનો ઠામ અસાર શ્રોણિત શુક તણ સયોગ ઉદરે ઉપજે કરતાં ભોગ ૧ રક્તમાંસ અને અંધકાર ગર્ભ તણે રહેવાનો ઠાર. પાયે પડીઓ પરબશજંત આતમ ભોગવે દુઃખ અનંત ૨ કલલ દીવસ સાત તુ થયો. સાતે બુદ બુદ થઇને રહ્યો. માંસપિંડ મહીને બંધાય પલપુંણ ભાખે જિનરાય ૩ બીજે માસે પેશી જે વસે ત્રીજે માસે કાંઇક બડો માય ધરે ઇમ ડોહલો ઇસ્યા કુંખે જીવ ઉપન્યા હોય જીસ્યા ૪ ચોથે માસે બાલક વિસ્તર માય તણાં અંગ મોટાં કરે ડાબે સ્ત્રી જીમણે નર હોય વચ્ચે વસે નપુંસક સોયં. ૬ પાંચમે પાંચ અંકુરા જોય બે પગના બે કરના હોય મસ્તકનો અંકુરો એક તિણો થાનક હોય કિસ્યો વિવેક ૬ પ્રાણી પિત્ત અને લોહી ધરે દીન દીન કાયા પહોળી કરે કર્મ ભોગે તિહાંથી મરે, કોઇક જીવ નરકે અવતરે ૭ સપ્તમ માસે પેશી પંચાસ શરા નાડિ હોયે સાતસે નવસેં નાડીને ધમણી કરે ઉઠ કોડિ રાજી વિસ્તરે, ૮ સર્વે શરીર પુરૂ હોય તિસ્યે માસ આ-

हसो होये जिस्ये उंधे माथे उदर रहे नरकतणुं दुःख तिहां पण सहे ८ उठको डिसोयतातो करी सुरबिंध बहु पराक्रमी आठ गणु दुःख ते इथी होय गर्भतणी वेदन सहु कोय ५० मासूखिणोतो-तुज खूब होय मापो देतो बालक सोय एणीपरे जीव उदरमां रहे परवश पडिउ कोने कहे ११ को-इक कर्म विकटनो धणी गर्भ मांडे थाए रेवणी एक मीलि बे भव करे चोवीस वर्ष उदर फरे १२ जघन्यतो अंतर्मुहुत सार भवम्यिति भाख्यां वर्ष बार कायस्थिति वर्ष रहे चोवीस मानव गर्भ सं-बीति कहे ईश १३ तिर्यंच गर्भ विचारज कहे जघन्यतो अंतर्मुहुर्त रहे उत्कृष्टंतो रहे सम (वर्ष) आठ पछे लहे बंधनथी वाट १० मेघ तणो गर्भ केतो रहे जघन्यतो अंतर्मुहुर्त कहे उत्कृष्टंसो रहे षट मास दोहीलो कहीए गर्भवास १५ ते माटे करो तत्वविचार जन्मतणुं दुःख छे अपार उदर थकी वेद नशोगुणी अथवा सहसगुणी पण सूणी १६ कोडि गुणी झाझेरी जोय जपातां वेद न भा-खी सोय घणो जीव प्रसवतो मरे जन्मतणुं दुःख

સહુમાં શિરે ૧૭ કોઈક જીવને કર્મે અનંત કાપી કાઢયા દીસે જંત કોઈક ગલે છે ગર્ભજથકી ભમતાં જીવડું વાપમ દુઃખી ૧૮ એવાં ગર્ભતણાં દુઃખ જાણિ ઉત્તમ નર ચેત્યા નીર્વાણ જંબુ કુમાર ઘરે અઠુવાર પરણી તે ન રહ્યો સંસાર ૧૯ નેમિનાથ નવિ પરણ્યા નાર ગર્ભતણાં દુઃખ હિયે વિચાર ગર્ભતણાં દુઃખ કહ્યાં અપાર દેખી ચેત્યો મેઘ કુમાર આઠ નારિ અંતે ઉર તજી વીર હાથે જેણે દીક્ષા ભજી ॥ ૨૦ ॥

**ભાવાર્થ**—રૂતુવંતી સ્ત્રી નીચે મુજબ વર્તે અન્ય વસ્ત્રને સ્પર્શ કરે નહીં સંધ્યાએ રૂતુવંતી સ્ત્રીને હસવું ફરવું નહીં. તેમ રાત્રીને વિષે પણ સમજવું. નક્ષત્રની શ્રેણી આંખે દેખે નહીં, રાત્રીએ ભક્ષણ કરે નહીં પુષ્પ પણ રાખે નહીં આંખે અંજન આંજે નહીં. વિલેપન તથા દંત ધાવન કરે નહીં. સ્નાન શુદ્ધિ પણ રૂતુવંતીને નિષેધ છે. રૂતુવંતી સ્ત્રી માદક પુષ્ટ આહાર આહરે તે અનુચિત છે. પુનઃપુનઃ રૂતુવંતીને પોતાનું મુખ દર્પણમાં નિ-

રખવું નહીં. ધાતુ પાત્રમાં ભોજન કરે નહીં. માટી કાષ્ટ ચિનાઇ વાસણ વિગેરેમાં ભોજન કરવું. ચતુર્થ દીવસે સ્નાન મંજન એકાંત જગ્યાએ વિવેક :પુર્વક કરે. પશ્ચાત સુંદર શણગાર સજી પોતાના પતિનું મુખ નિરખે તો સુંદર ગર્ભ દૈવયોગે ધારણ કરે. રૂતુવંતી સ્ત્રીને ગર્ભધારણ કરવાની શોળ દીવસની મર્યાદા છે, કેટલેક સ્થાને રૂતુવંતી સ્ત્રીયો ધાતુ પાત્રમાં આહાર કરે છે. તે **अनिष्ट** છે. ચોથા દીવસે ગર્ભ ઉત્પન્ન થાય તેવું અલ્પાયુષ્ય કથ્યું છે, છ, આઠ, બાર, ચઉદમા દીવસે અનુપમ બાલક દૈવયોગે રૂતુવંતી સ્ત્રી ધારણ કરનારી થાય છે, સોળ વર્ષની સ્ત્રી અને પચીસ વર્ષનો પુરૂપ તે થકી જે ગર્ભ ઉત્પન્ન થાય છે. તે **पराक्रमी** નીવડે છે. સાંપ્રતકાળમાં જૈનોમાં બારબાર વર્ષની છોકરીઓ અને ૧૩ તેર ચઉદ વર્ષના છોકરાઓ ઘરસંસાર ચલાવે છે તેથકી જે બાળ બચ્ચાંની **संतति** થાય છે તે **मडदाल** અને **सत्वहीन** નીવડે છે, વળી તેનાથી જે **संतति** થાય છે તે વળી તેના કરતાં **बळहीन** **पराक्रमहीन** બને છે અને તે થકી **व्यावहारिक** યા **धार्मिक** મહાકાર્યો

બની શકતાં નથી. ઘણું ખરાં માબાપો પોતાના પુત્રોનો **લાડમાં ને લાડમાં** પૂર્વાપર વિવેક શુન્યતાથી લાકડે માંકડાની પેઠે બાળ લગ્નની કુટેવને વૃદ્ધિ પમાડે છે. કેટલાક વૃદ્ધ થએલા પુરૂષો **સંતાનની લાલ**સાથી છોકરાના બાપને પૈસા આપી વા હરેક રીતે પરણે છે પશ્ચાત્ થોડા સમયમાં **પરલોક** પધારે છે તે થકી પણ **કન્યા વિક્રય વૃદ્ધ વિવાહ** આ બે દોષો અનેક દોષોને ઉત્પન્ન કરી જૈનોની વસ્તિના વધારાને બદલે ઘટાડો કરે છે. કાઠીયાવાડ વિગેરે સ્થલે કેટલાક અજ્ઞજનો પોતાની છોકરીના પૈસા ખાય છે. તે **મહા અધમ કૃત્ય** છે જૈનોને આવાં કૃત્ય કરવાં અનુચિત છે. કન્યાવિક્રય સંબંધી અમોએ એક પુસ્તક બનાવ્યું છે. તે થોડા વખતમાં બહાર પડશે. તે થકી સર્વ હકીકત જાણવી. ઉપરની ચોપાઇ શ્રાવક કવિ રીખવદાસ કૃત છે સમજણુ **સુગમ** જાણી વિશેષ વિવેચન કર્યું નથી ક્ષણિક સાંસારિક તુચ્છ વિષય સુખની લાલસાએ **આત્મહીત કૃત્ય** વિચરવાં નહી અનંતકાલ કર્મ યોગે વિચિત્ર જન્મ ધારણ કરી ગર્ભની વેદનાઓ આ જીવસહન

કરી અને હજી ક્યાં સુધી રહેશે. ગર્ભની વેદના એટલે તેમ પ્રવૃત્તિ કરવી મહાત્માઓને યોગ્ય છે કર્ત્તવ્યં

આ આત્મા ત્રણે કાલમાં વિદ્યમાન છે, શરીર પર્યાયાંતર ગ્રહણ સંચન યોગે ઉત્પન્ન થયો મૃત્યુ પામો ઇત્યાદિ વ્યવહારે વ્યવહરાય છે. કિંતુ વસ્તુઃ તઃતત્સ્વરૂપ નિત્ય છે. આત્માની ઉત્પત્તિ તેમજ નાશ નથી. સર્વકાલ તેની અસ્તિત્વતા છે. અનુભવ યોગે તેનું સ્વરૂવ ભાસે છે. અનુભવયોગે આત્માએ ગાએલુ ગદ્ય.

**( ઓધવજી સંદેશો કહેજો સ્યામને. એ રાગ )**

અપૂર્વ અવસર સમકિત શ્રદ્ધાએ લહી,
વૈરી વામીશ કર્મ મર્મ જંજાળજો;
સાદિ અનંતિ સ્થિતિ ભાંગો એ કહ્યો,
ટળે અનાદિ સાંતપણે દુઃખ કાલજો. અ. ૧
દુઃખ સુખ સમભાવે વેઠુ હું આત્મમાં,
શત્રુ મિત્ર પુત્રાદિકપર સમચિતજો;
ચઉગતિ છેદક ચોથુ ગુણ ગણું લહી,
દર્શન મોહની ટળતાં થાઉ પવિત્રજો, અ. ૨

અનંત ભવકારક ક્રોધાદિક ચઉ હણી,
આતમભાવે થાઉં હું સમ સ્થિરજો;
અંત દૃષ્ટિથી આતમને દેખતી,
ટળે અનાદિ પર પરણિત ભવપારજો, અ. ૩
આત્મ અસંખ્ય પ્રદેશે દૃષ્ટિ ફેંકતા,
સંયમ હેતુ પામી થાય ફકીરજો;
બારકષાયને ટાળી ગુણ શ્રેણી ચઢયો,
ધર્મ ધ્યાન વેગેથી સંયત વીરજો, અ. ૪
રોગ શોક વિયોગાદિક દુરે ટળ્યા,
નિરાગી નિઃસ્નેહી અપ્રતિબદ્ધજો;
નિર્લેપી આકાશની પેરે સગથી,
ક્ષપક શ્રેણી શુકલ પરિણામે લદ્ધજો, અ. ૫
ભિન્ન ભિન્ન સ્વરૂપ આતમનું ઓળખ્યું,
દુઃખકારક ટળીયો પર પુગલ સગજો;
આત્મ અનુભવ સાગર કલ્લોલે ચઢયો,
ઉછળીને સમતા ત્યાં જ્ઞાન તરંગજો
આત્મસ્વરૂપે આરોહણ ગુણ ધ્યાનનું,
કર્મ પ્રકૃતિ વિચિત્ર ઝરતી જોયજો;
સોહં સોહં લાગી તાળી ધ્યાનની.

તત્વમસિપદ સમ્યગ ત્યાં અવલોપજો, અ. ૭
ધર્માસ્તિ કાયાદિક પાંચે દ્રવ્યનું,
ભિન્નપણુ મુજ આતમ દ્રવ્યથી હોયજો;
તેના ગુણપર્યાયાદિક પણ ભિન્ન છે,
અસ્તિપણે વસીયા સ્વદ્રવ્યમાં સોયજો, અ. ૮
નાસ્તિકતા તેની છે આતમ દ્રવ્યમાં,
સ્વગુણની અસ્તિતા આતમ અનંતજો,
અસ્તિતા નાસ્તિતા સમકાલે રહી,
વાચ્યાવાચ્યપણે ભાખે ભગવંતજો, અ. ૯
દ્રવ્ય ગુણપર્યાય સ્વરૂપની ચિંતના,
પુદ્ગલથી ન્યારો મુજ આતમદ્રવ્યજો;
સ્વપર પ્રકાશક ભોગી છે નિજ રિદ્ધિનો,
કરે પ્રવૃત્તિ તત્ત્વવિવેચક ભવ્યજો, અ. ૧૦
કાલ અનાદિથી લાગ્યાં જે ઘાતીયાં,
કર્મતણો ગુણ ગણે બારમે અંતજો;
કેવલ દર્શન ક્ષાયિક વીર્ય ધરી વરે,
સયોગી ગુણ સ્થાનક તેરમું કંતજો, અ. ૧૧
દગ્ધ રજ્જુવત્ વેદની આદિક ચારની,
સ્થિતિનું હોવે ત્યાંહિ જેટલું માનજો;

ભોગવી ચઉદમું ગુણઠાણું ઉલ્લંઘતાં,
સિદ્ધ બુદ્ધ પરમાતમ શ્રી ભગવાનજો, અ. ૧૨
મનવચ કાયા કર્માષ્ટકની વર્ગણા,
પુદગલ સંગનો જરા નહી સંબંધજો;
જન્મ જરા મરણાદિક સહુ દુરે ગયું,
થયો અપૂર્વ આતમ કર્મ સંબંધજો, અ. ૧૩
આવિર્ભાવે ભાસી ગુણની સંતતિ.
સહજાનંદે વિચરે આતમ ભુપજો;
પૂર્વ પ્રયોગને ગતિ પરિણામે સિદ્ધમાં,
પહોંચ્યો ચેતન ટળી અનાદિ ધુપજો, અ. ૧૪
સાદ અનંતિ સ્થિતિ આતમપદતણી,
ષટકારક પરિણમતાં આતમરૂપજો;
નિરાકાર સાકાર સ્વરૂપ દો ચેતના,
ચિદાનંદ ગુણ ધારક શ્રી ચિદ્રુપજો, અ. ૧૫
સહસ્ર જિવ્હા આયુષ્ય પૂરવ કોડનું,
કેવલજ્ઞાની કહેતાં ન લહે પારજો;
વ્યવહાર નિશ્ચય નયદોઉ અવલંબતાં,
બુદ્ધિસાગર શાશ્વત પદ સ્વીકારજો, અ. ૧૬
માણસા પાસે માણેકપુરામાં રચી,

સંવત્ ઓગણીશ સાઠ તણી શુભ સાલજો;
વૈશાખ વદી તેરસે મધ્યાને રચ્યુ,
ગાતાં ધ્યાતાં થાયે મંગલ માલજો, અ. ૧૭

બાહ્ય સંગના ત્યાગથી સત્વ જીજ્ઞાસુને આત્મ-રૂચિ ઉદ્દ્ભવે છે. તેનું મનન કરતાં સ્મરણ કરતાં, તેનેજ સત્ય માનતાં અવર વસ્તુ ઉપરથી મમતા ઉતરે છે, અને આત્મા પોતાના સ્વરૂપમાં રમે છે, અને સદ્ગુરૂ શ્રદ્ધા પૃચ્છાદ્વારા સ્વપદ અનુભવે છે, એની પ્રાપ્તિ સ્વપરને થાઓ.

સમ્યગ દર્શનના અભિલાષી જીવોએ ષટસ્થાનકનું ચિંતવન કરવું.

પ્રથમ સ્થાનક—આત્મા છે. ઘટ—પટ દંડાદિકનું જેમ અસ્તિત્વ છે. તેમ આત્માનું અસ્તિત્વ છે જડત્વ યોગે ઘટપટાદિકની સિદ્ધિ થાય છે. તેમ પોતાનો પ્રકાશ કરનારી અને અન્યનો પ્રકાશ કરનારી એવી ચૈતન્ય સતાના પ્રત્યક્ષ ગુણ યોગે આત્માની સિદ્ધિ થાય છે. આત્માને દેહ જાણી શકતું નથી. કારણ કે દેહમાં જ્ઞાન ગુણ નથી માટે દેહ

થકી ભિન્ન આત્માની સિદ્ધિ થાય છે. રસ ઘ્રાણ ચક્ષુ શ્રોત ઇંદ્રિયો આત્માને જાણી શકતી નથી. શ્વાસોશ્વાસ રૂપ પ્રાણ તે પણ આત્માને જાણતો નથી. તે સૌ એક આત્માની સત્તાથી પ્રવર્તે છે, નહીં તો જડ પણે પડયા રહે છે. જાગ્રત સ્વપ્ન અને નિંદ્રાએ અવસ્થામાં આત્મા વર્તતો છતાં તે તે અવસ્થાઓથી જુદોજ રહે છે અને તે અવસ્થા નાશ પામે છતે પણ જેનું અસ્તિત્વ છે. અને તે તે અવસ્થાને જાણે છે તેજ આત્મા જાણવો, કોઇ કાલે જેમાં જાણુવાનો સ્વભાવ નથી તે જડ અને સદાય તે જાણવાના સ્વભાવ યુક્ત છે. તે ચેતન એમ દરેકનો સ્વભાવ ભિન્ન ભિન્ન છે.

## દુહા.

જેજેની શંકા કરે, તેહીજપોતે આપ; શંકાનો કરનાર તે, આતમ ગુણ અમાપ. ॥૧॥ આત્માની શંકા આત્મા સ્વયમેવ કરે છે, જે શંકાનો કરનાર છે. તેજ આત્મા છે, પોતાનામાં અનંત ગુણો રહેલા તે અનાદિકાલ કર્મના યોગે તિરોભાવે રહ્યા

છે, તેનો અનુભવિ થાય તો હસ્તા કમલવત્ સર્વ જગતનો દ્રષ્ટા આત્મા થાય; એ આત્માનું સ્વરૂપ ધ્યાન યોગે સત્ય ભાસે છે, ત્યારે તેની જ્ઞાન પૂર્વક શ્રદ્ધા થાય છે પ્રતિ શરીર ભિન્ન ભિન્ન આત્માઓનું અસ્તિત્વ છે. સર્વનો એક આત્મા નથી. જો સર્વનો એક આત્મા હોય તો બીજા પુરૂષને દુઃખ થતાં વા સુખ થતાં પોતાને દુ.ખ સુખની લાગણી થવી જોઇએ. અને થતીતો નથી. માટે પ્રતિ શરીર ભિન્ન ભિન્ન આત્મા માનતાં અને ભિન્ન ભિન્ન કર્મ લાગેલાં માનતાં સર્વ શંકા ટળે છે. અને અનુભવમાં પણ તેમ ભાસે છે. એમ પ્રથમ સ્થાનક સ્વ બુદ્ધિ અનુસારે વિચારતાં આત્મસ્વરૂપ પ્રગટે છે. તેની વિચારણામાં જે આનંદ થાય છે. તે આનંદનું સુખ આત્માજ જાણે છે.

**परोपकाराय सताविभुताय:** પરોપકારને માટેજ સત્પુરૂષો તન મન અને ધનને ધારણ કરી પોતાનું જીવન સફલ કરે છે દુનીયામાં ઉત્પન્ન થઇ કંઇપણ **आत्महित** કર્યું નહીં પરોપકાર કર્યો નહીં, તે મનુ-

ષ્યનું આયુષ્ય અજાગલસ્તનવત્ નિષ્ફલ જાણવું તે થું પરોપકાર કૃત્ય કર્યું; તારી સાથે તારી લક્ષ્મી ક્યાં સુધી આવશે કુટુંબ કબીલો તારો સગો ક્યાં સુધી છે. વીજળીના ચમકારાની પેઠે ક્ષણિક આયુષ્ય વિષે શો ભરોસો, તે હે ચેતન વિચારી જો સમુદ્રમાં નદીઓમાં ઉડતી લહેરીઓની દશાની પેઠે તેં સંસાર સમુદ્રમાં અનેકસ જન્મ મરણ કર્યા વકતા ગયા. શ્રોતા ગયા. રાજા ગયા. રંક ગયા. દુઃખી ગયા. તારી કાયા અમર રહેવાની નથી. જગમાં મીઠાને પીગળતાં શી વાર. કોઇનાં શરીર દટાયાં કોઇના મશાણમાં બળે છે કોઇ શરીરની રાખ થઇ ગઇ. માટીનું શરીર માટી ભેગું મળી જશે. પાણી વલોયાં માખણ નીકળશે નહીં. જન્મ્યા તેટલા અવસ્ય મરી જવાના. તારા દેખતાં તારૂં આયુષ્ય ખુટે છે. નિંદા દ્વેષ અદેખાઇ મમતા માયામાં કેમ લપટાય છે. એથી તારૂં હિત નથી. તત્ત્વની બુદ્ધિથી સદ્ધર્મ ગ્રહણ કરી લે તરવું કે બુડવું તારા સ્વાધીન છે, તારૂં હૃદય તું કેવો છે તેની સાક્ષી પુરે છે. અન્ય

ગમે તેમ કહો. માટે પ્રમાદ ત્યાગી ધર્મ કર કે જેથી **परमवदमय** તારો આત્મા ભાસે.

શ્રી અરિહંતની પ્રતિમા ભાવઅરિહંતની બુદ્ધિથી આરાધ્ય માન્ય પુજ્ય છે શ્રી અરિહંત ભગવાનના ચારે નિક્ષેપા સાપેક્ષ બુદ્ધિથી પરમાત્મપદ લક્ષ્યસમજી આરાધ્ય છે, यतः जत्थयजं जाणिज्जा निखेवं निखिवे निरवसेसं जथ्ययनहुजाणिज्जं चउक्कयं निखवेतत्थ॥१॥ જગમાં જેટલા પદાર્થ છે તેના ઉપર અનેક નિક્ષેપા અવતરે છે સ્વબુધ્યનુસારે અવતારીએ ઘણા નિક્ષેપા ન જાણીએ ત્યાં ચાર નિક્ષેપા અવશ્ય ઉતારવા. શ્રી તીર્થંકર ભગવાન ઉપર ચાર નિક્ષેપા અવતરે છે. નામ અરિહંત સ્થાપના અરિહંત ભાવઅરિહંત શ્રી અરિહંત ભગવાન માતાના ઉદરે ઉપન્યા જન્મ પામ્યા પશ્ચાત્ છપ્પન્ન દિશી કુમારીકા સૂતીકર્મ કરવા આવી. ચોસઠ ઇંદ્ર મળી મેરૂ શિખરપર લેઇ જઇ જન્મસ્નાત્ર કર્યું પશ્ચાત અનેક ઓચ્છવ કર્યા. બારમે દિવસે નામ દીધું. ऋषभादिक वर्धमान પર્યંત તે નામ અરિહંત જાણવા તથા અરિહંત જાણી તેમની કોઇ

પણ વસ્તુમાં સ્થાપના કરવી તે સ્થાપના અરિહંત તીર્થંકર ભગવાને ત્રીજા ભવમાં તીર્થંકર નામ કર્મ ઉપાર્જ્યું, ત્યારથી તે કેવળ જ્ઞાનના ઉપજ તે સર્વ અવસ્થા દ્રવ્યઅરિહંતની જાણવી મોક્ષગમનદાબ કાર્ય તીર્થંકરનું નિશ્ચેતન કલેવર તે જ ણગશરીર દ્રવ્યારિહંત દેવલોકમાં તથા નરકમાં તીર્થંકર ભગવાનનો જે જીવ છે તે ભાવય શરીર દ્રવ્યારિહંત જાણવા. કેવલ જ્ઞાન ઉપન્યા પશ્ચાત્ તીર્થની સ્થાપના કરે દેશના દેતા ભવ્યાત્માઓને પ્રતિબોધતા ચોસઠ ઈંદ્ર પુજીત ચાર અતિશયે કરી સહીત સમવસરણમાં બેઠેલા તેમને ભાવઆરેહંત જાણવા. જેટલા તીર્થંકર મહારાજાઓ સમવસરણમાં બેશી દેશના દે છે તે સર્વ તે કાલે ભાવઅરિહંત જાણવા. तंमहाफलंखलु तहाणं भगवंताणं नामगोयस्स विसवणयाए, એ સૂત્રના આલાવાના અનુસારે श्री अरिहंतनुं नाम આરાધ્ય જાણવું. તેમનું નામ સાંભળવાથી પણ મહા ફળ થાય છે તો તે નામનું સ્મરણ ધ્યાન કરવાથી આત્માહિત થાય તેમાં શું આશ્ચર્ય; આપણે નવકાર ગણીએ છીએ તે પણ पंचपरमेष्टनां નામજ

વાંદીએ છીએ. નવકારરૂપ પંચપરમેષ્ટિના નામથી ભૂત પ્રેત પિશાચ. વિષ આદિ નષ્ટ થાય છે, માટે નામનિક્ષેપે અરિહંત આરાધ્ય જાણવા. અને જો તેમનો નામનિક્ષેપો આરાધ્ય જો માનીએ નહિ તો નવકાર ગણવો નિષ્ફળ જાય; માટે નામનિક્ષેપે માન્ય આરાધ્ય સમજવો તેમજ સ્થાપનાનિક્ષા ભગવાન્‌ની પ્રતિમા પ્રમુખ આરાધ્યપુજ્ય છે. દેવલોકમાં જિન પ્રતિમા આગળ વિજય દેવતાએ એકસોને સાઠ નવાં નવાં કાવ્ય કરી ભાવતીર્થંકરની બુદ્ધિનો આરોપ સ્થાપનામાં કરી સ્તવ્યા છે નમુથ્થુણં કહ્યું છે. નમુથ્થુણં કહ્યાનું ફળ ઉત્તરાધ્યનના ઓગણત્રીસમા અધ્યયનને વિષે કહ્યું છે કે—થયથુઇમંગલેણં મંતેજી· વેકિંજણઇ થયથુઇમંગલેણં નાણદંસણ ચારિત બોહિલા ભંગણઇ. સ્તવ થોય મંગલથી જ્ઞાન દર્શન ચરિત્ર બોધિ લાભની પ્રાપ્તિ થાય છે.

વીતરાગ વચનાનુસારે સ્થાપના અરિહંત ભગવાન્ ની માનનીય છે. નવકાર એ અક્ષર રૂપે પંચ પરમેષ્ઠી સ્થાપના છે તે જેમ માન્ય છે. તેમ પ્રતિમા

પણ માન્ય પૂજ્ય સમજવી. નવકારથી જેમ ભાવ અરિહંત આદિનું સ્મરણ થાય છે. તેમ જિન પ્રતિમાથી ભાવજીનની યાદી આવે છે. તેમના ગુણોનું સ્મરણ થાય છે. અને ચિંતના થાય છે કે ભગવાન્ નિરગી હતા. અને હું રાગી છું. ભગવાનનો શત્રુ મિત્ર ઉપર સમભાવ હતો પણ મને તો રાગ દ્વેષ થાય છે અહો હુ તેમના કરતાં કેટલો હીન છું. ભગવાનને કોઈ વસ્તુ ઉપર મમત્વ ભાવ હતો નહી અને મને તો વારંવાર મારૂ તારૂ અગર તમારો, આ શ્રાવક મારા, અમુક સાધુ મારા અમુક તો બીજાના, અમુક પુત્ર મારો, બીજો અન્યનો, આ ઘર મારૂ આ ઘર બીજાનું આ જાત મારી અને આ અન્યની એવી બુદ્ધિ થયા કરે છે તેથી હું સમયે સમયે સાત આઠ કર્મ બાંધુ છું ભગવાનનું જ્ઞાન આત્મસ્વભાવે પરિણમ્યું હતું. મારૂ જ્ઞાન તો રાગદ્વેષમાં પરિણમ્યું છે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—તજ્જ્ઞાનमेव न भवति यस्मिन्नुदिते विभाति रागगणः तमसः कुतोऽस्ति शक्तिर्दिनकर किरणाग्रतः स्थातुं ॥ તે જ્ઞાનજ નથી કે જેનો ઉદય થતાં રાગ દ્વેષ વૈરીઓ પ્રાદુ-

ભેંવે છે. અંધારાની શી શક્તિ છે કે- સૂર્યના કિરણ આગળ રહી શકે તેમ સમજ્ઞાન થતાં રાગ દ્વેષાદિ શત્રુઓ પરાભવ પામે છે, અહો ભગવાન્‌ની કેવી ક્ષમા કેટલી સહન શીલના. મારામાંતો તેનો અંશમાત્ર પણ જણાતો નથી. કોઇ આડું અવળુ અપમાનથી ભરેલું વચન બોલે છે તો ઉંચો નીચો થઇ જાઉ છું કોઇ મારૂ બગાડે છે. વા નિંદા કરે છે તો તેનો નાશ કરવા ઉંચો નીચો લાલચોળ બની જાઉ છું. ભગવાને મોહ રાજાને રોવરાવ્યો. તે મોહરાજા ઘડીમાં પલકમાં મને રોવરાવે છે, અને ગાંડા જેવો કરી મૂકે છે ભગવાને લોભ રૂપ સ્વયંભુરમણ સમુદ્રને તર્યો પણ હું તો આ મારૂ, આ તારૂં, આ ઘર મારૂ, આ ધન મારૂ, જાણે સર્વ સાથે ના લેઇ જાઉ એવી બુદ્ધિથી સંસારમાં રાચ્યો, માચ્યો. સારભૂત તેને માની સંસાર સમુદ્રમાં ગોથાં ખાઉ છું. અહો ભગવાન્ તું ક્યાં ને હું ક્યાં-ભગવાન્‌માં તો અનંત કોટી સૂર્ય કરતાં પણ અધિક લોકો લોક પ્રકાશક કેવલજ્ઞાન હતું અને મારો આત્મા તો

આગીયાજંતુના પ્રકાશ જેટલું પણ **જ્ઞાન** ધરાવતો નથી. ભગવાનતો પોતાને ઉંચ નીચ માનતા નહોતા અને હું તો હું ઉચો બીજા નીચા. એમ **जाति अभिमानमां मस्त बन्यो छुं.** ભગવાન્ સંસારથી **अलिप्त** હતા. અને હું તો તે **पामर** છું, અરે હું કેટલો દુર્ગુણી ભગવાન્ વાયુની પેઠે **अप्रतिबद्ध** પણે સંયમ લેઈ વિચરતા અને હું તો **श्रावकनो** જાણે **दास** હોઉ. જેમ બન્યો છું. ભગવાન્ કોઇની નિંદા કરતા નહોતા, અને હું તો રાત્રી દીવસ પારકી નિંદા રૂપ વિષ્ટાને મુખમાંથી કાઢી ઢેડ ચંડાલ ખાટકી કરતાં પણ ભૂંડો બનુ છું, **प्रश्नोत्तररत्नमालिका** નામના ગ્રંથમાં **विमलाचार्यजीए** કહ્યું છે કે—**कः शुचिः रहस्य मानसंशुद्धं** કોણ પવિત્ર છે. તેના ઉત્તરમાં જણાવ્યું છે કે જેનું મન પવિત્ર છે તે ભલે ચંડાલ યવન બ્રાહ્મણ રજપુત વણિક હોય તો પણ જેનુ મન દયા ક્ષમા સત્ય વૈરાગ્ય સમકત વડે કરી **पवित्र** છે તેજ **पवित्र** જાણવો, કંઇ ન્હાવા ધોવાથી પવિત્ર પણું નથી. જે વીતરાગના માર્ગે ચાલે છે તે **पवित्र** છે, ભગવાનની વાણી - **अमृत समान**

હતી. અને મારૂ વચનતો મોહમાયાથી ભરેલું છે. અરે મારામાં અને પ્રભુનામાં કેટલો ફેર, ભગવાનને ચોસઠ ઇંદ્ર દેવતાઓ રાજાઓ માનતા પુજતા હતા તો પણ સંસાર નો ત્યાગ કર્યો અને હુંતો ઘરનાં હાંલ્લાં કુસ્તી કરતાં હોય તો પણ દીક્ષા લેઇ શકતો નથી મારી કેટલી દુર્દશા ભગવાનની આંખ નીર્વીકારી હતી મારી આંખ વિકારવાળી છે મારી કઇ ગતિ થશે. હું બોલુંછું કંઇ અને ચાલુંછું કંઈ, ભગવાન્ ઉપાધિથી રહીત હતા. અને હું તો ઉપાધિ સહીત છું, ભગવાને આત્મામાં સુખ દેખ્યું અને હુ તો પુદ્દગલ વસ્તુમાં સુખની આશા રાખુ છું, પુદ્દગલ સંબંધી સુખને ભગવાન્ કાગ વિષ્ટા સમ લેખતા હતા અને હુંતો અમૃતસમ દેખું છું. ભગવાનની કાયા પવિત્ર અને મારી કાયા અપવિત્ર ભગવાનની વાણી પવિત્ર અને મારૂ વચન તો સમુદ્રના પાણી સરખું, ભગવાનનો આત્મા પવિત્ર અને હુંતો આઠ કર્મેથી વીંટાએલો છું ભગવાનનામાં અદેખાઇ નહોતી મારામાં તો અદેખાઇ નો ભંડાર, ભગવાન્ ચાલ્યા સવળા ત્યારે હુંતો ચાલુંછું અવળો. ભગવાનને તો

ચોસઠ ઇંદ્ર પુજતા હતા. પણ મને તો એક ભૂત પણ પુજતું નથી. ભગવાનની સવળી દ્રષ્ટિ તો મારી અવળી દ્દષ્ટિ ભગવાનનું ચરિત્ર પવિત્ર તો મારૂ ચ. રિત્ર અપવિત્ર, આ આત્મામાં અને ભગવાન્માં આ. કાશ અને પાતાળ જેટલો ફેર છે. મારા સર્વ ગુણો કર્મથી અવરાયા છે. માટે હે ભગવાન્ હું જો તારૂ સ્મરણ કરૂં તો તારા જેવો હું પણ થાઉ. આ પ્રમાણે જિનપ્રતિમા દેખી પ્રભુના ગુણોનું સ્મરણ ક. રી નિંદા રહિત થઇ સમભાવે આત્મ સ્વરૂપ ભાવવું.

સ્થાપનાભૂતજિનપ્રતિમા જિનસારિખી શ્રી સર્વજ્ઞ પ્રણીત સ્યાદ્વાદ સૂત્રોમાં કથી છે. ધર્મધ્યાન આલં. બન પ્રતિ પ્રતિમાની ખાસ જરૂર છે. શ્રી વીતરાગની પ્રતિમાના આકારો વૈરાગ્યોદ્દભવ પ્રતિ હેતુ ભૂત છે, એ પ્રતિમામાં મહત્ આશ્ચર્ય છે કે-તેના એટલે પ્રતિમાના સાદ્રસ્ય આકૃતિવાળા મત્સ્યોને અવલોકી અન્ય મત્સ્યોને જાતિસ્મરણ જ્ઞાન પામે છે. અને પૂર્વભવની યાદી થતાં ધર્મ તરફ તેમની ચિત્તવૃત્તિ પ્રેરાય છે. અને અનશનવ્રત અંગીકારી પૌદગલિક

સુખાલય દેવગતિ માફક થાય છે. તો મનુષ્યો તેને દેખી આત્મહિત પ્રાપ્તિ કરે. એમાં શું આશ્ચર્ય જ્ઞાની પુરૂષોને રાગનાં કારણો પણ वैराग्य પણે परिणमे छे અને અજ્ઞાનીને વૈરાગ્યનાં કારણો પણ राग પણે परिणमे छे. એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે-જ્ઞાની आत्मार्थी પુરૂષોને जिनप्रतिमा સંવરની અભિવૃદ્ધિ થાય તે સત્ય છે, તેમાં यत्किंचित् शंसय નથી. आत्मासाधक महाबंधुओने जिनप्रतिमा મોક્ષની પ્રાપ્તિમાં નિમિત્ત કારણરૂપે જાણવી, ए प्रतिमाने पूजतां स्तवतां अनंतकर्मनी निर्जरा थाय छे, યાદ રાખવું કે જે વડે अज्ञानी બંધાય છે तेथी ज्ञानी छुटे छे ज्ञानभावे વીતરાગ ભગવંતના ગુણ जाणी जिनप्रतिमाने विषे भगवंतनना आरोप करी માનનાં પૂજતાં परमपद अनंतसुखालयनी પ્રાપ્તિ થાય છે. भूतकाळे अनंता जीवो ए जिनप्रतिमाना અવલંબન करी સંસાર સમુદ્ર તર્યા (નિવૃત્તિ પદ પામ્યા) तरे છે અને भविष्यत्काळे તરશે.

मालिनस्य यथात्यतं जलं तस्यशोधनं ॥
अंतःकरण रत्नस्य तथा शास्त्र विदुर्बुधाः ॥ १ ॥

મલિન વસ્ત્રની શુદ્ધિ નિર્મળ જળથકી થાય છે. તેમજ અંતઃકરણ રૂપ રત્નની શુદ્ધિ આત્મિકશાસ્ત્રાભ્યાસ મનન નિદિધ્યાસન થાય છે મનના અશુભ સંકલ્પથી પ્રસન્નચંદ્ર રાજર્ષી સપ્તમનરકાયતનમાં જવાને તત્પર થયા અને તેજ મનના બળવડે રાજર્ષીએ કૈવલ્ય જ્ઞાન સંપદા પ્રાપ્ત કરી તે જગ પ્રસિદ્ધ છે. જે ભવ્યાત્માના મનમાં નિર્મળતા છે તો તેનો સર્વ આચાર શુદ્ધરૂપ જાણવો. જે ભવ્યાત્માના મનમાં મલીનતા છે. તેનો ઉપરનો ડોળ જોકે ઠાઠમાઠવાળો સારો આચારવાળો હોય તો પણ તે આત્મિક હિતાર્થે થતો નથી દુનીયામાં વાહ વાહને માટે ધાર્મિક કૃત્ય કરવાની જીવ લાલસા રાખે તો ફકત તેના સંકલ્પ જેટલુંજ ફળ મેળવી શકે. નિષ્કામવૃત્તિથી શુભ માર્ગમાં પ્રવૃત્તિ કરે તો તેનું ફળ પરમાર્થરૂપ પામે મનોબળની આત્યંતિક શક્તિ મેસ્મેરિઝમથી સિદ્ધ થાય છે યોગાભ્યાસીઓને મનોબળથી અત્યંત શક્ત છે, અન્યોના મન ઉપર આપણા મનમાં જેવી લાગણી હોય તેવી થઇ શકે છે, જેમકે મેસમેરિઝમ જેના ઉપર કરવામાં આવે

છે. તેના મનમાં આપણા મનમાં જે દૃઢ સંકલ્પ કર્યો હોય છે તે સ્ફુરી આવે છે. તે ઉપર બહુ લક્ષ્ય આપવું યોગ્ય છે. જે જે ક્રિયાઓ કરવાની છે. તેમાં મનોબળનો દૃઢ સંકલ્પ કરવો યોગ્ય છે, અશુભ માર્ગે મનનો વ્યાપાર થતો અટકાવવો. કારણ કે તેથી અશુભ કર્મનું ગ્રહણ થાય છે. **सिद्धचक्रनुं आराधन वा नवकारनुं ध्यान** પણ મનોબળના દૃઢ સંકલ્પથી વિશેષ ફળદાયક થાય છે, જે ભવ્યાત્માઓ મનના નબળા હોય છે તેનાથી **महत्कार्य** થઈ શકતાં નથી. કારણ કે **मनोबळना दृढ संकल्प** વિના ધૈર્ય ગુણ ટકી શકતો નથી. લબ્ધિયો વિગેરે ઉત્પન્ન થાય છે તેમાં પણ **मनोबळनी** મુખ્યતા છે. દેવતાનું આરાધન કરવું, મંત્ર ગણવો, જાપ કરવો. તેમાં પણ **मनोबळनी** ખાસ જરૂર છે. **दृढसंकल्प श्रद्धपूर्वक** કરવાથી **योगियो** વીંછીના વિષ પણ **त्राटकथी** અપહરે છે તે મેં નજરે જોયું છે. દરેક બાબતમાં **दृढसंकल्पनी** જરૂર છે. જો તમો બીજાના ઉપર **मनोबळनो** ગેરઉપયોગ કરી દ્વેષ અદેખાઇ કરો તો તેનું **मन पण** તમારા પ્રતિ તેવું

વક્ષણુ પ્રાયશઃ ધારણુ કરશે. શરીરનું ચલન સ્થીતિ પણુ મનના લીધે છે, તમારા મનમાં જો દ્વેષ ક્રોધ થશે તો નેત્રવિકાર-મુખવિકાર શરીર ધારણુ કરશે. તમો જો શાંતિમાં-સમાધિમાં હશો તો શરીર પણુ શાંત સ્થિત અવસ્થા ધારણુ કરશે. મનની ચંચળતાથી શરીરની ચંચળતા ઉદ્ભવે છે. મન પોતાનો વ્યાપાર કર્યા કરે છે, માટે મનને યોગીશ્વરો પરમાત્મ સ્વરૂપનાં ચિંતનમાં લય પમાડે છે. વિજયા શેઠ અને વિજયા શેઠાણીએ ફક્ત મનોબળના દ્રઢ સંકલ્પથી બ્રહ્મચર્યવ્રત પાળ્યું હતું. આત્માનો ખરેખરો મંત્રી મન છે. આત્માનું મુક્તિ માર્ગમાં ગમન કરવા પ્રતિ મન સાહાયકારી છે, હૃદયમાં નવકમલ દળની રચનાએ નવપદનું ચિંતવન કરવું. તેમાં મનોબળની જરૂર છે, અને તેથી અંતઃકરણની શુદ્ધિ થાય છે, અને તેથી અભ્યંતર મનનો ત્રાટક સિદ્ધ થતાં પ્રચ્છિત વસ્તુની પ્રાપ્તિ થયા વિના રહેતી નથી. આંબીલની ઓળી કરી નવપદનું શ્રીપાળરાજાએ શ્રદ્ધાપૂર્વક દ્રઢસંકલ્પથી આરાધન કર્યું હતું તો અવસ્ય ફળની સિદ્ધિ થઇ હતી. તેમ હાલના વખતમાં

શ્રદ્ધા અને દૃઢ સંકલ્પથી નવકારનો જાપ નવપદનું આરાધન જે ભવ્યાત્માઓ કરે છે તે વાંછિત ફળ પ્રાપ્ત કરે છે.

દુહા.

દુગ્ધનીરસંયોગવત્, આતમ પુદ્‌ગલ સંગ;
થયો અનાદિ કાલથી, કરતાં કર્મ કઢંગ. ૧
તેથી અવળી પરિણતે, કર્તા કર્મ કહાઉ;
સવળી પરિણતિ જો હુવે, શુદ્ધ નિરંજન થાઉ.૨
પુદ્‌ગલ ખાવું પહેરવું, પુદ્‌ગલ વરિત મહેલ;
વાસ વસી તેમાં મુધા, માની સુખની સહેલ. ૩
રમું હવે કયું પુદ્‌ગલે, જેની કૂડી ચાલ;
સંગે તેની માહરે, થવું પડ્યું એ હાલ. ૪
મિત્ર નહી તે માહરો, અવળો તાસ સ્વભાવ;
પરપુદ્‌ગલ મમતા થકી. બનીયા એહ બનાવ. ૫

આ પ્રત્યક્ષ ઘટપટ દંડાદિ વસ્તુ ચક્ષુષા વિષયગોચર થાય છે તે પૌદ્‌ગલિક વસ્તુ જાણવી. અને તે આત્મદ્રવ્યથી ભિન્ન છે. એમ શ્રી સર્વજ્ઞ મહારાજા શાસ્ત્રમાં કથે છે. પુદ્‌ગલ સ્વરૂપ જે ધન ધાન્યા-

દિકમાં મારાપણાની બુદ્ધિથી રાચતાં માચતાં આ-
ત્માના ગુણો હણાય છે. હે ચેતન! તું પર વસ્તુને
પોતાની માની તૃષ્ણા જાલમાં ફસાય છે. સ્વઆત્મ
સુખનો અજાણ બની વિવેક નયનશૂન્યાત્મા બની
અત્રતત્ર ઐહિક સુખની ભ્રાંતિએ ભ્રમણ કરતો
મનોરાજ્યની સંકલ્પ વિકલ્પ શ્રેણીએ ચઢયો છતો
ધૂમ્ર વૃન્દ ગ્રહણ પુરૂષ પ્રયત્નવત્ ક્ષણિક તુચ્છ સુ-
ખની લાલસાએ જડરૂપ પૃથ્વીને પોતાની માની
તદર્થે સહસ્રશઃજીવ ઘાતક બની સ્વમહત્ત્વતામાં
અન્ય ભવ્યોને લઘુ ગણી પરવસ્તુમાં મમતાનો દૃઢ
ભાવ સંકલ્પી રાત્રી દીવસ અસત્ આચરણોમાં
ગમાવી મનુષ્ય જન્મ હારે છે પોતાનાથી અત્યંત
ભિન્ન પૃથ્વી, ધન, મહેલ આદિ વસ્તુઓ કોઇની
થઇ નથી અને થવાની નથી અમુક વસ્તુ મારી
છે એમ માનવું તે કેવલ ભ્રાંતિ છે, હે જીવ તું
મનમાં વિચાર કે ઘરબાર સગાં સંબંધી કોઇનાં
થયાં નથી અને થવાનાં નથી. આ શરીર પણ તારૂં
નથી અનંતા તેં શરીર ધારણ કર્યાં અને અનંતાં
મૂકયાં પણ જે વસ્તુ આત્માની નથી તે આત્માની

શી રીતે થાય, હે જીવ તે કોઇને મિત્ર કર્યા અને કોઇને શત્રુ માને છે. તે પણ તારી ભ્રાંતિ છે તારો કોઇ શત્રુ નથી. તારૂં બગાડવા કોઇ સમર્થ નથી. આત્માને સુખ દુઃખમાં અન્ય તો નિમિત્ત માત્ર છે, ક્રોધ માનાદિક કરતો તું કર્મ જાલમાં સપડાય છે, વળી હે ચેતન તું વિચાર કે—જે ઘર હાટ મહેલ બંધાવતાં રક્ષણ કરતાં આત્માએ જરાપણ શાંતિ લીધી નહીં તે ઘર હાટ મૂકી સગાં સંબંધી મૂકી જીવ મરવા સમયે ટગમગ જોતો જીવવાની સહસ્ર- શઃ આશાઓ કરતો પણ પરભવમાં ચાલ્યો જાય છે. સાથે કોઈ પણ વસ્તુ આવતી નથી. જ્યાં જે વસ્તુ તે ત્યાંને ત્યાં રહે છે. અનંતાભવ કર્યા પણ કોઇ વસ્તુ સાથે આવી નહી. તો હવે ચેતન વિચાર કે તારી સાથે શું આવનાર છે. પૌદ્ગલિક વસ્તુ ઉપર શો દ્વેષ કરવો. કેટલીક વસ્તુઓનો સંયોગ થાય છે અને કેટલીક વસ્તુઓનો વિયોગ થાય છે. સગાં સંબંધી પ્રીતિ પણ સ્વાર્થને લીધે ક્ષણીક છે. સત્ય આદેય એક આત્મતત્ત્વ છે. બાહ્ય પદાર્થોમાં મારાપણાની બુદ્ધિ થાય છે તેનો નાશ થઇ અંતર

આત્મતત્ત્વમાં મારાપણાની બુદ્ધિ થાય તો પરમાત્મ- પદ પામી શકાય. આત્મા અને કર્મ રૂપ પુદગલ દ્રવ્યનો અનાદિ કાલથી દુગ્ધનીર સંયોગવત્ સંબંધ થયો છે. રાગ અને દ્વેષથી આત્માની અશુદ્ધ પરિ- ણતિ થઇ છે. તેથી સંસારમાં કર્મનો કર્તા આત્મા બની પરિભ્રમણ કરે છે અને જો આત્માની સવળી પરિણતિ થાય તો કર્મનો ક્ષય કરી પરમાત્માપદ પામે. અતીતકાળે અનંત જીવો આત્મસ્વરૂપે રમ- વાથી પરમાત્મપદ પામ્યા અને પામશે, મુક્તિસાધક ભવ્યાત્માઓને શુદ્ધ પરિણતિની પ્રાપ્તિ થાઓ. એજ સ્વપરહિતાકાંક્ષા.

૧ નમ્રતાથી બોલો ! અંતઃકરણના ઉંડા કુવા- માંથી નીકળતી આ એક સહેજ બાબત છે, તેથી જે સારૂ થાય છે અને આનંદ ઉપજે છે તે અનંત સ્થિતિ બતાવી આપશે.

૨ આડાં અવળાં ફેંકેલાં તીરો ધનુષધારીએ ન- હિ ધારેલે ઠેકાણે વાગે છે અને જેમ તેમ બોલેલાં વચનો હૃદયને જખમી કરે.

૩ જીવતરનું અતિ મૂલ્યવાન અને શાભાયમાન આભૂષણરૂપ તમારા મિત્રોની પસંદગીમાં ઘણી કાળજી રાખજો. સોબત સારી કરો જેથી તમો સારા થશો,

૪ ઘાતકી મનુષ્યોના માર્ગને અનુસરો નહી અને ખરાબ માણુસને રસ્તે જાઓ નહી તેથી દૂર રહો. તે પાસે થઇને પણ નીકળો નહીં.

૫ સારી રીતીએ મનન કર અને સત્ય માર્ગ જાણી લે પછી આગળ વધ અને તારી શક્તિ પારખ. ઉતાવળ કર નહિ. ઉતાવળથી અને અવિચારથી કરેલા એક કૃત્યનો અવેજ પણ ઘણા વર્ષોથી પુરો પડી શકતો નથી.

૬ આરામ લે નહિ જીવતર ઝડપથી ચાલ્યું જાય છે. મૃત્યુને શરણ થયા પહેલાં હિમ્મતનું કાર્ય કર.

૭ જો હિમ્મત ગઈ તો પછી બધું ગયું તે કરતાં તો જન્મ ન લીધો હોય તે સારૂં.

૮ જો અંતઃકરણ શુદ્ધ હોય અને પ્રીતિ ઉદ

હોય તો કોઈ પણ બાબત કદી બહુ અવળી પડતી નથી.

૯ ડાહ્યા મનુષ્યો કોઇ પણ દિવસ પોતાની હાનિનો શોચ કરતા નથી. પણ પોતાને થતા નુકશાનનો ઇલાજ કેમ થાય, તેની શોધમાં આનંદથી રહે છે.

૧૦ જેના અંતઃકરણના કાર્યો તું જોઇ શકતો નથી, તેની ટીકા કર નહિ.

૧૧ પરોપકાર બુદ્ધિ અદેખાઈ કરતી નથી. પરોપકાર બુદ્ધિ દુઃખ સહન કરે છે.

૧૨ જો તમારી ફતેહ થાય તો તેથી તમે ગર્વિષ્ટ થાઓ નહિ. ગર્વ એ નાશનો કર્ત્તા છે અને કડક મીજાજ એ પડતીનો અગ્રગામી છે.

૧૩ મૃત્યુ અને ન્યાય સ્વર્ગ અને નરકનો જે વારંવાર વિચાર કરે છે તેનું મૃત્યુ અવશ્ય સુધરે છે.

૧૪ હલાહલ જાતનું ઝેર તે ઝેર નથી પણ લક્ષ્મી છે. અનુભવથી સમજાશે.

૧૫ મનુષ્ય કૃત્યોમાં ભરતીઓટ થયા કરે છે. ભરતી વખતે જે લાભ લે તેનો ઉદય થાય છે. જેઓ ગફલત કરે છે તેઓની જીંદગીની સઘળી સફર ખાબોચીયાં અને દુઃખમાં પુરી થાય છે.

૧૬ જે કાર્ય કરવાનું છે, અને તેથી આત્મહિત છે, તો તે કાર્યમાં પ્રમાદ કેમ કરવો.

૧૭ સમય આવ્યા વિના કાર્ય સિદ્ધિ થતી નથી, માટે સમતાની જરૂર છે.

૧૮ समये समये आत्म स्वरूपनो उपयोग राखवो जोइए.

૧૯ સોઝાની પેઠે વિભાવ દશાથી પોતાને મોટો માનવો એ કયાં સુધી બની શકે ભાઇઓ?

૨૦ પરમાર્થ બુદ્ધિ આભવ અને પરભવમાં હિતકારી છે.

૨૧ દરેક કાર્ય સૂક્ષ્મ દીર્ઘ દ્રષ્ટિથી અવલોકી વિવેક પૂર્વક કરવાથી વિશેષ લાભ થાય છે.

૨૨ ઉદ્યોગ અને સાહસ સદા જે પુરૂષો ધારે

છે, તેને દુઃખના સામું થતાં કલેશ ભોગવવો પડ-
તો નથી.

૨૩ દુનિયા દોરંગી છે, માટે સાવચેતથી ચાલવું.

૨૪ જેને માટે અમૂલ્ય વખત રોકવો જોઇએ, તેને માટે કોઇ વીરલા અમૂલ્ય વખત રોકતા હશે.

૨૫ ચીન્તવીને જે કાર્ય કરવાનું છે. તેનું ભાન કોઇકનેજ હોય છે.

૨૬ કર્મના ઉપર આધાર રાખી ઉદ્યમ ત્યાગવો એ બુદ્ધિવંતને છાજતું નથી.

ॐ नमः स्याद्वाद्वादिने.

## કરણી તેવી પાર ઉતરણી.

આ નાની સરખી શિક્ષા વિસ્મરણીય નથી. એરંડ વૃક્ષ વાવીને એમ આશા રાખીએ કે કેરીઓ પાકશે, ને તેનું ભક્ષણ કરીશું, આ આશા નિરર્થક છે. વિષ ભક્ષણ કર્યા બાદ જીવવાની આશા રાખવી, તેના સરખી પાપ કૃત્ય કરીને સારા ફળની ઇચ્છા

રાખવી તે વ્યર્થ છે. એક નાનું સરખું દૃષ્ટાંત સમજવા અર્થે કહું છું કે—કપાસનું બીજ હોય, તેને લાક્ષારંગની ભાવના દેઇ વાવીએ તો તે કપાસથી ઉત્પન્ન થનાર જીંડવામાં જે રૂ થશે, તે લાલ રંગનું થશે. કહો લાક્ષારંગની ભાવના રૂમાં કેવી રીતે ગઇ તે સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર્યા વિના સમજાતું નથી, તે દૃષ્ટાંત પ્રમાણે આ ભવ સારાં યા નરસાં જે કૃત્ય કરાય છે. તેનાં ફળ પરભવમાં ભોગવવાં પડે છે, બુદ્ધિવંતો આ દૃષ્ટાંત યથાર્થ સમજી શકે છે, જે કર્મ કરાય છે તે અવશ્ય ભોગવવાં પડે છે. માટે જ્ઞાની પુરૂષો ભવભ્રમણ હેતુ ભૂત પાપ કૃત્યથી દૂર રહે છે, એક પેટ પોષણને અર્થે હિંસા કરીએ, અસત્ય વચન બોલીએ, ચોરી કરીએ વિશ્વાસઘાતી થઇએ તો તેનું ફળ ભોગવ્યા વિના છૂટકો થતો નથી, માટે મનુષ્ય જન્મ પામી સારાં કૃત્ય કરવાં કે જેથી પરભવમાં દુઃખ ભોગવવાં પડે નહીં દરેક મનુષ્યની પાસે ત્રણ પ્રકારનું ધન રહેલું છે. एक मनरुप धन બીજું वचनरुप धन ત્રીજું कायरुप

ધન પ્રથમ મનથી સરવ જીવોનું શુભ વાંછવું, મન ચંચળ અશ્વ સમાન છે, વળી મન મર્કટ સમાન છે, તેને વશ રાખવું. મનના વિકલ્પ સંકલ્પથી થતા અનેક પ્રકારના દોષો થવા દેવા નહીં. વળી વચનથી કોઈ જીવની લાગણી દુઃખાય એવું વચન બોલવું નહીં અમૂલ્ય વાણીને સારા માર્ગે વાપરવી, પ્રભુનું નામ વાણીથી ઉચ્ચરવું. ઉત્તમ પુરૂષોના ગુણનું ગાન કરવું, ભવ્ય જીવોને મુક્તિ માર્ગનો ઉપદેશ આપવો, કાયાથી અન્ય જીવોનું બૂરૂં થાય, એમ કાયાને વર્તાવવી નહીં, ભવ્ય જીવોના ઉપકારાર્થે કાયાને પ્રવર્તાવવી એમ ત્રણ પ્રકારનું ધન જેની પાસે છે, તે ભીખારી શી રીતે કહેવાય ? દુનિયાના વ્યવહારમાં લોકો તેને ભીખારી કહે, તેથી તેનું કંઇ ન્યૂન થતું નથી. દુનિયામાં ભીખારી લોકો પ્રતિ ગ્રહસ્થ વર્ગ ધિક્કારની નજરથી જુવે છે, પણ સમજતા નથી. ભીખારી લોકો તવંગરના ઘેર માગવા જાય છે, તે પોતાના માટે નહીં, પણ તવંગરના માટે જાય છે, એમ સમજાય છે. કારણકે ભીખારીઓ તવંગરને એમ

કહે છે–કે હે તવંગરો તમો પૂર્વભવની કમાણીથી સારી રીતે ભોજન કરો છો, મોજશોખ મારો છો, ગાડી-માં બેસી ફરો છો, માન સન્માન પામો છો, પણ આવતા ભવે આવાને આવા પૈસાદાર સુખી રહેવું હોય તો અમારી ગરીબ સ્થિતિ પઉર નજર કરો, અમારી પાસે પૂરતાં વસ્ત્ર નથી, ખાવાને અન્ન નથી, લૂખું પાખું અન્ન ખાઇ જીંદગી ગુજારીએ છીએ. પૂર્વભવમાં અમો તમારા જેવા હતા, પણ કંજુસાઇ કરી ગરીબ જીવોને ઉદ્ધાર કર્યો નહીં, તેથી અમે પોતે ગરીબ થયા છીએ—માટે અમો તમને પુણ્ય કરાવવા વાસ્તે તમારે ઘેર આવ્યા છીએ માટે અ-મો કહીએ છીએ કે–આપજો બાપજી ત્યારે તમો ધક્કા મારીને કાઢી મૂકો છો તે અમને કાઢી મુકતા નથી પણ તમો તમારા પુણ્યને કાઢી મુકોછો જેવા અમને કાઢો છો તેવા પરભવમાં તવંગર લોકો તમને કાઢી મૂકશે અમારી તરફ તમને દયા આ-વતી નથી, તેથી અમને હરકત નથી, કિંતુ પર-ભવમાં તમારી ઉપર દયા કોઇને ત્યાં આવશે નહીં. અમો અમારા પેટની દયા કરવા આવીએ છીએ

એટલું સમજવાનું નથી કિંતુ તમારા પેટની દયા ભેગી કરવા આવીએ છીએ, તે તમારાથી સમજાતું નથી કોઇ લક્ષ્મી સાથે લેઇ ગયા નથી, अने कोइ લઇ જવાના નથી માટે તમારી પાસે જે પૈસા છે તેને સારા માર્ગે વાપરો નહીં તો परभवमां નિર્ધન થવું પડશે. કેટલાક જીવો રાજાને ત્યાં જન્મે છે, અને કેટલાક જીવો ભીખારીને ત્યાં જન્મે છે તેનું કારણ સારાં અને નઠારાં કર્મ જાણવાં. અહો! કર્મની કેવી વિચિત્ર દશા છે. ઘડીમાં કર્મ રંક બનાવે છે, કર્મો અવશ્ય સારાં નરસાં ભોગવવાં પડે છે, એમ જાણી आत्मार्थी जीवो એ परमार्थ कार्यमां જીવતર વ્યતીત કરવું, અને પરોપકારી કૃત્યથી મનુષ્ય જન્મ સાર્થક કરવો.

